# પ્રકાશકોનું નિવેદન

પરમયોગી સ્વામી રામતીર્થનાં વચનામૃતોનો પાલનપુર નિવાસી **શ્રી. ઠાકોરલાલ પીતાંબરભાઈ મહેતાએ** બે વાર છપાવી, જનતામાં મફત વહેંચી પ્રચાર કર્યો.

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ તરફથી આ આવૃત્તિ છપાવવાનો ખર્ચ ભરૂચનિવાસી **સ્વ. સાકરલાલ ડાહ્યાભાઈ દેસાઈના** સ્મરણાર્થે તેમના સુપુત્ર **શ્રી. ચંદ્રવદન સાકરલાલ દેસાઇએ** આપ્યો છે; જે બદલ હમો તેમનો આભાર માનીએ છીએ.

આ વચનામૃતોનો જનતામાં બહોળો પ્રચાર કરવાની જરૂર છે; તો ગુજરાત કાઠીઆવાડ તથા બૃહદ્ ગુજરાતના ધર્મિષ્ઠ સજ્જનો પોતે લાભ લઈ આની હજારો નકલો છપાવી જનતામાં પ્રચાર કરશે એવી આશા છે.

અષાડી એકાદશી<br>
સંવત ૧૯૯૭.<br>
તા. ૫-૭-૧૯૪૧<br>
અમદાવાદ.

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ<br>
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ<br>
પ્રત ૧૦૦૦

સન ૧૯૪૧<br>
સં. ૧૯૯૭



સ્વ. વકીલ સાકરલાલ ડાહ્યાભાઈ દેસાઈ. ભરૂચ

શ્રી પરમયોગી

# સ્વામી રામતીર્થજી



| જન્મ | તિરોધાન |
|---|---|
| સંવત ૧૯૩૦ : કાર્તિક સુદ ૧ | સંવત ૧૯૬૩ : આસો વદ ૦)) |

ૐ

# શ્રી પરમયોગી
# સ્વામી રામતીર્થજીનું અતિ સંક્ષિપ્ત
# જીવનચરિત્ર.

આત્મસ્વરૂપમાં મગ્ન રહેનારા સ્વામી રામતીર્થ જેવા મહર્ષિનું જીવનચરિત્ર લખવું એ મારા જેવા પુદ્દગલાનંદીની શક્તિ બહારની વાત છે; પરંતુ આ પુસ્તક અંગે સ્વામીજીની કંઈક પણ ઓળખ આપવી યોગ્ય ધારી, તેઓશ્રીનાં અંગે બહાર પડેલાં જીવનચરિત્રોમાંથી અમુક અમુક ઘટનાઓને લક્ષમાં લઈ, સ્વામી રામનું જીવન ચરિત્ર અતિટૂંકપણે વર્ણવું છું. તે ઉપરથી સ્વામી રામનાં આધ્યાત્મિક જીવનનો કંઈક અંશે પણ પરિચય થઈ જશે, અને આ "રામ–પ્રસાદી" વાંચનાર સુજ્ઞ જીજ્ઞાસુ આત્મબંધુને પોતાનો આત્મ-વિકાસ કરવામાં અતિ સહાયરૂપ નીવડશે, એવી શુભ આશા રાખું છું.

મહાન પુરુષોનો જન્મ તેમના આત્મવિકાસ માટેની અનુકુળતા કરી આપવા ઘણા ભાગે અનેક પ્રકારની પ્રતિકુળતાઓ વચ્ચે અતિ ગરીબ કુટુંબોમાં થાય છે. સ્વામી રામનો જન્મ પણ પંજાબમાં આવેલા મુરાલીવાલા નામના નાના ગામડામાં ગોસ્વામી મહાત્મા તુલસીદાસજીના વંશમાં એક અતિ નિર્ધન માતપિતાને ત્યાં સંવત્ ૧૯૩૦ના કાર્તિક સુદ ૧ ના રોજ થયો હતો. તેમનું નામ તીર્થરામ પાડવામાં આવ્યું હતું. એ મહાત્માનો જન્મ નાશવંત પુદ્દગલિક સુખ ભોગવવા અર્થે સરજાયો નહોતો; તેથી જન્મતાંજ દુઃખોની હારમાળા શરૂ થઇ. તેમના જન્મ પછી થોડાકજ દિવસો

બાદ, તેમનાં માતુશ્રી દેવલોક પામ્યાં; તેથી તેઓશ્રી અતિકષ્ટદાયી દશામાં ઉછરવા લાગ્યા. તેઓશ્રી પૂર્વજન્મના પણ કોઈ યોગી મહાત્મા હોવા જોઇએ, કારણ કે જન્મથીજ પ્રાપ્ત થયેલી કષ્ટદાયક દશા તેમના આત્મા માટે અતિ હિતકર નીવડવા લાગી. બચપણથીજ ધાર્મિક સંસ્કારો જાગૃત થવા લાગ્યા. બાળક દશામાં પણ જ્યારે જ્યારે ધાર્મિક કથાઓ સાંભળવા જતા ત્યારે એવા તો તલ્લીન બની જતા કે તેમને જોઇ સૌકોઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ જતા. તેમની સ્મરણશક્તિ એવી તો ચમત્કારિક હતી કે એકાદ બે વરસમાં પ્રાથમિક કેળવણી પૂર્ણ કરી દીધી. પ્રાથમિક કેળવણી પૂરી કરી રહ્યા બાદ, આગળ શી રીતે ભણવું, એ તેમના માટે એક મોટો સવાલ હતો; કારણ કે તેમના કુટુંબની દશા અન્નદાંતને વેર જેવી અતિ કંગાળ હતી. તેથી રામને આગળ ભણાવવાની વાતજ શાની હોય ? પરંતુ રામના સદ્ભાગ્યે કોઈને કોઈ પ્રભુનો લાલ ઉભો થઈ ગયો. ધનારામ નામના સાધારણ સ્થિતિના ભગતે રામને ભણાવવાનું માથે લીધું અને છેક એમ. એ. લગી ભણાવવામાં સહાયતા આપ્યે ગયો. ધન્ય છે એ પરોપકારી ભગતને !

પારકે પૈસે ભણવાનો ખ્યાલ કરી, તીર્થરામજી (સ્વામી. રામ) એટલી બધી કરકસર કરીને જીવન ગુજારતા કે તેમના પ્રત્યે આપણને પૂજ્યભાવ ઉત્પન્ન થયા વિના રહેજ નહિ. તેઓશ્રી એકજ વખત અને તે પણ બહુજ અલ્પ આહાર કરતા. સાંધાસુંધી કરીને વસ્ત્રો પહેરતા, પગરખાં પહેરતા નહિ અને આટલું છતાંએ તેઓ પરમસંતોષમગ્ન રહેતા. રામને આવી અત્યંત દયાજનક દશામાં રહેતા જોઈને કોઈ દયા ખાતું તો પ્રસન્નવદને કહેતા કે "એજ બતાવી આપે છે કે મારાપર પ્રભુની અત્યંત કૃપા છે, પ્રભુ મારા ભલાના અર્થેજ બધું કરે છે." ધન્ય છે, એ મહાન આત્માની પ્રભુ પ્રત્યેની ભક્તિને અને શ્રદ્ધાને ! આવી તંગ દશામાં પણ જ્યારે ગરીબ વિદ્યાર્થીને મદદ આપવાની જરૂર જણાતી,

ત્યારે પોતે દિવસોના દિવસ ભૂખ્યા રહીને પોતાને મળતી રકમમાંથી બચત કરી તે ગરીબ વિદ્યાર્થીને સંતોષતા, ત્યારેજ તેમનો આત્મા શાંત થતો. આવી ઉત્કૃષ્ટ દયાના સાગર તીર્થરામના (સ્વામી રામના) આત્માને નમન કરવાનું મન કોને ન થાય ? તેમના પિતાશ્રી દુઃખી દશા માટે ઉહાપોહ કરતા ત્યારે રામ વિનયપૂર્વક કહેતા કે "પ્રભુએ મોકલેલ દુઃખોને આનંદથી વધાવી લો એટલે પ્રભુ બધાં દુઃખોને પાછાં બોલાવી લેશે. દુઃખોને વધાવી ન લેવાથીજ દુઃખો જતાં નથી. દુઃખોને એકવાર આનંદથી વધાવી તો જુઓ ! સર્વ દુઃખો પલાયન કરી જશે. વળી સુખ તો આત્મામાં છે, ધનસત્તાદિમાં જરાએ નથી. ધનસત્તાદિમાં સુખ શોધનારા બિચારા અજ્ઞાન જીવો, વસ્તુના પડછાયામાંથી વસ્તુને શોધે છે. આત્મામાં સુખ જે શોધે છે તેને તો જગતના પદાર્થો એની મેળે આવીને પ્રાપ્ત થાય છે. આખું જગત તેના ચર્ણોમાં લોટતું રહે છે, માટે બહારનાં દુઃખોથી ન ગભરાતાં સુખ જે આત્મામાં વસેલું છે ત્યાંજ તેની ખોજ કરો." સ્વામી રામ સુખદુઃખના કોયડા ઉકેલવામાં કેવા પ્રખર તત્ત્વજ્ઞાની હતા તે આ ઉપરથી સ્પષ્ટ સમજાઇ જશે. તેઓશ્રીના આત્માની ખરી દશા તો અહીં જણાઈ આવે છે કે આવી કંગાળ અને પ્રતિકૂળ દશામાં પણ જ્યારે કોઇ આશ્રયદાતા વહાલાંનો વિયોગ થઈ જતો, ત્યારે તેઓશ્રી કહેતા કે "પ્રભુ એક હાથે પદાર્થ કે વ્યક્તિ આપે અને બીજા હાથે લઈ લે એમાં હર્ષશોક શો ? પ્રભુની લીલા આપણે દૃષ્ટારૂપ બનીને જોયા કરવી, એજ આપણો પરમધર્મ છે." રામની આ પ્રકારની યથાર્થ ઉદાસીન વૃત્તિને હજારોવાર નમન હો !

આ પ્રમાણે અનેક પ્રકારની પ્રતિકુળતાઓ વચ્ચે જીવન ગુજારતાં તીર્થરામજી ( સ્વામી રામ ) ૨૧ વર્ષની ઉંમરે એમ. એ. થયા. એમ. એ. નો અભ્યાસ કરતાં કરતાં બીજી અનેક ભાષાઓનો અભ્યાસ કરી તે ઉપર કાબૂ મેળવ્યો હતો. ઉર્દૂ,

ફારસી, અંગ્રેજી અને સંસ્કૃતના તો તેઓ પારંગત હતાં. એમ. એ. પાસ થયા બાદ ગણિતના પ્રૉફેસર તરીકે ઘણાજ સારા પગારથી સીઆલકોટ કૉલેજમાં નીમાયા. ત્યાંના વિદ્યાર્થીઓનો પ્રેમ એવો તો જીતી લીધો હતો કે સર્વ વિદ્યાર્થીઓ રામને પિતા-તુલ્ય ચાહતા હતા. રામને આ પ્રમાણે સારા પગારની નોકરી મળી જવાથી કુટુંબની કંગાળ દશા હવે દૂર થઇ. પોતે બહુજ અલ્પ ખર્ચમાં નભાવી લઈને પગારની બચત રકમ પિતાશ્રીને મોકલાવી દેતા હતા. રામ પ્રારબ્ધયોગે લગ્નસંસ્કારમાં પણ જોડાયા હતા. તેમને બે દીકરા અને એક દીકરી હતી. પત્ની અને દીકરાદીકરી સર્વ સંસ્કારી હતાં. તેમનો ગૃહસ્થાશ્રમ અતિ આદર્શ હતો. ગૃહસ્થાશ્રમનું પ્રારબ્ધ સેવતાં સેવતાં જ્યારે જ્યારે કોઇ વિષય કે કષાયમાં આસક્તિ સેવાઈ જતી તો પાછળથી પશ્ચાતાપનાં અશ્રુઓની ધારા એવી તો જોસબંધ વહેતી સવારમાં કે તેમની આખી પથારી અશ્રુઓથી ભીંજાયલી માલુમ પડતી. આખી રાત પોતાના દોષો પર ભરાઇ ભરાઈને રોતા. આથી તેમનાં સર્વ પાપો ધોવાઈ જઈને આત્મા શુદ્ધપણે પ્રકટવા પામતો. શુદ્ધ અંતઃકરણનો સાચો પશ્ચાતાપ તે આનું નામ ! ગૃહસ્થાશ્રમની બાબતમાં તેઓશ્રી ફરમાવતા કે "પદાર્થો કે વ્યક્તિઓનો ઉપયોગ વિષય કષાય વધારવામાં કરવો, એ ધર્મ મનુષ્યોનો નથી. એ તો પશુનો ધર્મ છે. પ્રભુએ મનુષ્યને બુદ્ધિબળ આપ્યું છે, તે પશુ-વૃત્તિઓનો વિકાસ કરવા અર્થે નથી આપ્યું; પરંતુ એ બુદ્ધિ-બળથી પશુવૃત્તિઓનો ક્ષય કરવા અથવા તો તેનો દિનપ્રતિદિન સંકોચ કરે જવા અર્થે આપેલ છે, કે જેના પરિણામે મનુષ્યમાં અવતરેલો આત્મા ફરીથી કદાપિ પણ દુઃખદાયી નીચ યોની ધારણ ન કરે." આ પ્રમાણે મનુષ્યદેહની તેઓ કિંમત સમજાવતા. રામે પોતાનું ગૃહસ્થજીવન આત્મલક્ષીજ વહેવરાવ્યું હતું. પુદ્દગલિક મોહને લક્ષીને તેઓ કદીપણ કોઈપણ પદાર્થ કે

વ્યક્તિને અટેકીને બેઠા નથી, અને કુટુંબના મનુષ્યોને પણ એજ આત્મલક્ષે લઈ જવા પ્રયત્ન કર્યો હતો. પોતાના દેહ પ્રત્યે પણ એજ હિસાબની દૃષ્ટિ ધરાવતા હતા. ગમે તેવા રોગના સમયે તેઓ કદી પણ ઉપચાર ગ્રહણ કરતા નહોતા. એમ કહેવાય છે કે રામના આખા જીવનમાં કોઇએ પણ તેમને ઔષધોપચાર ગ્રહણ કરતાં જોયા નથી. તેઓશ્રીને જ્યારે જ્વરાદિક શારીરિક દુઃખો આવતાં ત્યારે તેઓશ્રી અતિ આનંદમાં આવી જઇને એમ કહેતા કે એ બધા મારા મોંઘા મહેમાનો છે—પરમ હિતસ્વીઓ છે, માટે મારે તેમની સેવા બરદાસ્ત ઉંચા પ્રકારની કરવી જોઇએ, એમ કહીને તેઓશ્રી કોઈપણ પ્રકારનું ઔષધ લેતા નહોતા. અને પ્રાપ્ત થયેલ રોગના ઉદયને અપૂર્વ શાંતિમાં સહી લેતા. અનેકવાર વંદન હો એ રામની અપૂર્વ શાંતિને !

ગૃહસ્થાશ્રમમાં રહીને તેઓશ્રી આત્મલક્ષ રાખી પશુવૃત્તિઓ પર જય કેવી રીતે મેળવતા હતા તે નીચેના દાખલા ઉપરથી સમજાઇ જશે. એક દિવસ અગાસીમાં એક સ્ત્રીને નગ્ન દશામાં નહાતી જોઈ. જોતાંજ અધમ વિકાર ઉભો થયો પરંતુ અધમ વિકારને ઉભો થતાંજ અંદરના આત્માએ દબાવી દીધો અને વિકારને સંબોધીને કહેવા લાગ્યો કે " કાં તો હવે તું નહિ, કે કાં તો હું નહિ. " એમ દૃઢ પ્રતિજ્ઞા કરીને તેજ પળથી અન્ન-જળ લેવું બંધ કર્યું અને કેટલાક દિવસો લગી ભૂખે તરસે આત્મ-લક્ષે એક સ્થાનમાં પડી રહ્યા. જ્યારે ખરી ખાત્રી થઈ કે આવો અધમ વિકાર ફરીથી ક્યારે પણ ઉભો નહિ થાય ત્યારેજ પોતે અન્નજળ ગ્રહણ કર્યું. ધન્ય છે, એ મહાન આત્માના પરમ શૂરવીરપણાને !—આ પ્રમાણે તીર્થરામજી આદર્શ ગૃહસ્થાશ્રમ સેવતા હતા પરંતુ એનું પણ પ્રારબ્ધ આવી રહ્યું. ગૃહસ્થાશ્રમ આત્મલક્ષે સેવાતો હોવાથી, જ્યારે ગૃહસ્થાશ્રમનું પ્રારબ્ધ પુરૂં થઈ રહ્યું હતું ત્યારે ગૃહસ્થદશા તજી દઈને, સંન્યસ્ત દશા સંવત ૧૯૫૬ માં

ગ્રહણ કરી. અને પોતાનું નામ રામતીર્થ રાખ્યું. ત્યારબાદ તુરતજ હિમાલયના પ્રદેશોમાં તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા.

હિમાલય ઉપર જઇને તેઓશ્રીએ એવા તો વિકટ સ્થાનમાં વાસો કર્યો કે મનુષ્ય પ્રાણીથી ત્યાં જઈજ ન શકાય, અર્થાત્ કોઈકજ મહાન સમર્થ આત્મા જઇ શકે. ત્યાં તેઓશ્રીએ તપશ્ચર્યાઓ કરી કરીને પ્રકૃતિઓ ઉપર જય મેળવ્યો. કોઇ વખત વર્ષા ઋતુની ભયંકર રાત્રીથી ભય લાગતો તો તેજ પળે ભયની પ્રકૃતિ પર જય મેળવવા, એ ઘોર અંધારી રાત્રીએ ધોધમાર વરસાદમાં અતિ બીચોબીચ ઝાડીઓ અને સેંકડો વિકરાળ પશુઓ વચ્ચે પડતાઆખડતા આખી રાત દોડતા; અને આત્મામાં નિર્ભયતાનો દિવ્ય ગુણ પ્રગટાવતા. આત્માનો ગુણ પ્રગટાવવા પાછળની રામની આ દિવ્ય પ્રકારની દીવાનીને હજારોવાર નમન હો! આ પ્રમાણે જ્યાં જ્યાં જે જે યોગ્ય લાગે ત્યાં ત્યાં તે પ્રમાણે ભિન્નભિન્ન પ્રકારની તપશ્ચર્યાઓ આદરીને દેહાધ્યાસની સર્વ પ્રકૃતિઓ ઉપર જય મેળવી લીધો. દેહાધ્યાસનો નાશ થવાથી આત્મિક શક્તિઓ પ્રબળપણે પ્રગટ પામી અને તેમના આત્મામાં અહિંસક ગુણ એવો તો પ્રગટવા પામ્યો કે તેમની ગુફાની આસપાસ સિંહ, વાઘ, વરૂ, રીંછ, અજગર, સર્પ ઇત્યાદિ વિકરાળ અને ઝેરી પ્રાણીઓ રાતદિન પડ્યાં રહેતાં; પરંતુ રામના અહિંસક આત્માને જોઇ પોતાનો જાતિસ્વભાવ ભૂલી જઇને રામને જરાપણ ઇજા કરી શકતાં નહોતાં. અનેકવાર નમન હો, એ રામના અહિંસક આત્માને! હિંસા અહિંસાના સંબંધમાં સ્વામીજી ઘણીવાર એમ ઉપદેશ દેતા કે "જગત એ તો આપણા આત્માનો પડઘો છે. આપણો આત્મા હિંસક હોય તોજ જગત આપણી સામે હિંસક બને, નહિ તો એક અણુની પણ તાકાત નથી કે તે ચૂં કે ચાં કરી શકે." રામે આ પ્રમાણે સર્વ આત્મિક સિદ્ધાંતો અનુભવી અનુભવીનેજ જગતને ઉપદેશ દીધો છે. તેઓ વાચા-

જ્ઞાની કે ક્રિયાજડ નહોતા. તેઓ પ્રખર અનુભવ-જ્ઞાની હતા તેથીજ તેમના ઉપદેશો જગતને વિશેષ હૃદયગત થાય છે.

સ્વામીજી હવે આત્માનું ખરૂં દિવ્ય સુખ અનુભવવા લાગ્યા. ૭ ખંડના અધિરાજ કે ચક્રવર્તીના પુદ્ગલિક આનંદ કરતાં અનંતગણો શાશ્વતો આનંદ પોતાના આત્મામાં અનુભવાવા લાગ્યો. આથી કોઈ કોઈ વખત આનંદના અતિ આવેશમાં આવી જઈને પોતાની જાતને પોતે રામ બાદશાહ કહેતા. આ પ્રમાણે આત્માનું શાશ્વતું સુખ અનુભવવા લાગ્યા એટલે દુઃખી જગતને માટે તેમના હૃદયમાં કરૂણા ઉત્પન્ન થઈ, અને નિશ્ચય કર્યો કે જગતમાં ફરી વળીને જગતને સાચા સુખનો માર્ગ બતાવી, દુઃખના માર્ગથી પાછું વાળું. આવી અચાનક સ્ફુર્ણા હૃદયમાં ઉભી થઈ અને તેમણે અમલમાં પણ તરત મૂકી. પ્રથમ તો તેઓશ્રીએ યુરોપ, અમેરિકા, જાપાન, મિસર આદિ દૂર દેશોમાં જવાનો નિશ્ચય કર્યો. હિમાલયથી નીકળતી વખતે કોઈએ પ્રશ્ન કર્યો કે આખા જગતમાં ફરી વળવા માટે સાધનો તો કાંઈ છે નહિ? તેના જવાબમાં રામે ખડખડાટ હસીને ઉત્તર વાળ્યો કે "રામ આખા જગતને આત્મવત્ ચાહે છે, તેથી જગત પણ એટલીજ ચાહના રાખી રામને સર્વ સાધનો પુરાં પાડશે." બન્યું પણ એમજ. તેઓશ્રીને એક પછી એક એવાં તો અચાનક સાધનો પ્રાપ્ત થએ ગયાં કે બધાએ દેશોમાં નિર્વિઘ્ને અને અતિ સુગમતાથી ફરી આવ્યા. યુરોપ આદિ દેશોમાં તેઓશ્રી સંવત ૧૯૫૯ની સાલમાં ગયા હતા. અમેરિકા તથા જાપાનમાં રામના તત્ત્વજ્ઞાનના ઉપદેશો સાંભળી અને રામની દિવ્ય મુખમુદ્રા જોઈ ત્યાંના લોકો એમજ કહેવા લાગ્યા કે આ તરફ આવો રામતીર્થ એક પણ થયો નથી અને ભવિષ્યમાં થશે તેવાં ચિહ્નો પણ જણાતાં નથી. ત્યાંના પુરૂષો, સ્ત્રીઓ, બાળકો વગેરે રામની ભવ્ય આનંદી મુખમુદ્રા જોઇને રામની પાછળ ને પાછળ દોડયા

કરતાં હતાં. તે વખતનો અમેરિકાનો પ્રેસિડેન્ટ પણ રામના મિલાપ થયા પછી રામનો ભક્ત બની ગયો હતો. જાપાનમાં પણ પુરુષો, સ્ત્રીઓ, તથા બાળકોનાં ટોળેટોળાં રામની પાછળ દીવાનાં બનીને ભમ્યા કરતાં હતાં. રામે એ બધાએ દેશોમાં તત્ત્વજ્ઞાનનો સારો ફેલાવો કર્યો. રામના નામનાં ત્યાં હજુ પણ મિશનો ચાલે છે અને તેમના ઉપદેશોનું પઠનપાઠન થાય છે. અમેરિકામાં ત્યાં ઘણાઓના ઘરોમાં સ્વામી રામની છબી ઉચ્ચસ્થાને લટકેલી માલુમ પડશે. અમેરિકાદિ દેશોમાં તેઓશ્રીએ વ્યાખ્યાનો આપેલાં તેમાં "સાચું સુખ ક્યાં છે? દુઃખ શાથી આવે છે? દુઃખ દૂર કેમ થઈ શકે? ઈચ્છાઓ પરિપૂર્ણ કેમ થાય? આત્મા એ શી વસ્તુ છે?" વગેરે વગેરે વિષયો પર એવાં તો સચોટ અને સરળ વ્યાખ્યાનો આપેલાં કે ત્યાં સાંભળવા આવનારાં હજારો નર-નારીઓએ પોતાના અજ્ઞાનપણા ઉપર આંસુ ઢાળ્યાં હતાં. રામના વ્યાખ્યાનોની પાછળ ત્યાંના લોકો ઘેલા બની ગયા હતા. દિવસમાં છ છ—સાત સાત વખત વ્યાખ્યાન આપવાની રામને ફરજ પડતી હતી. એકાદો પંથ સ્થાપવાની ત્યાંના માણસોએ સૂચના કરી ત્યારે અશ્રુપૂર્ણ નયને ઉત્તર વાળ્યો કે "જગતના સર્વ ધર્મો, પંથો અને સંસ્થાઓ રામનીજ છે. પંથોરૂપી જુદા જુદા પ્યાલા ઘણીએ જાતના છે તેમાં મારે વળી ઉમેરો કરવાનું પ્રયોજન શું? મારે તો તત્ત્વરૂપી દૂધ સાથે કામ. પછી પ્યાલો કાચનો હોય, માટીનો હોય કે સોનાનો હોય તે સાથે મારે શું કામ? સંપ્રદાય અને મતમતાંતરરૂપી પ્યાલાઓ તો કેવળ મૂર્તિઓજ છે." જે સાચો મસ્તપુરુષ, એ બધી મૂર્તિઓમાંથી અમૂર્તસ્વરૂપ આત્મામાં પહોંચી ગયો તેને ધન્ય છે! રામની આ પ્રકારની સર્વ ધર્મ પ્રત્યેની સમાન અને તત્ત્વગ્રાહીદૃષ્ટિને અનેકવાર નમન હો! આ પ્રમાણે એ દેશોમાં તત્ત્વજ્ઞાનના ઉપદેશો આપી રામ જ્યારે હિંદમાં પાછા વળ્યા ત્યારે ત્યાંથી વિદાય થતી વખતે સેંકડો નરનારીઓ ધ્રુસકે

મુસકે રડી પડયાં હતાં અને રામને વારંવાર વિનંતીઓ કરી હતી કે આ દેશમાં ફરી પાછાં જરૂર પગલાં કરજો. આવા પ્રકારનો દિવ્ય પ્રેમ એ દેશોમાંથી પ્રાપ્ત કરી રામ હિંદમાં સંવત્ ૧૯૬૧ની સાલમાં પાછા ફર્યા. હિંદમાં પણ અનેક શહેરોમાં ફરી ફરીને આધ્યાત્મિક ઉપદેશો આપ્યા અને હિંદ દુર્દશામાં શાથી આવી પડયું તેનાં મૂળ કારણો અને સચોટ ઉપાયો બતાવીને હિંદ ઉપર પણ મહાન ઉપકાર કર્યો છે. તેઓશ્રી વ્યાખ્યાન આપતાં આપતાં કંઇક વખત એવા તો દિવ્ય પ્રેમમય બની જતા કે ચોધાર આંસુએ રડતાં રડતાં વ્યાખ્યાન આપતા. જેમ મોરલીના નાદથી સર્પ એકતાન થઈ જાય તેમ સ્વામી રામનું વ્યાખ્યાન સાંભળતાં સાંભળતાં શ્રોતાઓ જગતનું ભાન ભૂલી જઈ એકતાન થઇ જતા. ખરેખર ! તેઓશ્રીની વાણી અલૌકિક હતી. તેમની મુખમુદ્રા સદા આનંદમય રહેતી. તેમના મુખપર એવી તો શાંતિ છવાયલી રહેતી કે કોઈ વેરી, દુશ્મન કે ટીકાકાર ગમે તેવી ભૂંડી ભાવનાથી તેમની પાસે આવ્યા હોય તોપણ રામની શાંતિમય મુખમુદ્રા જોતાંજ ભૂંડી ભાવનાઓ નાશ પામી જતી અને રામ પ્રત્યે પૂજ્યભાવ ધરાવતા થઈ જતા. તેઓશ્રીમાં મહાનમાં મહાન દિવ્ય ગુણ પ્રકટેલો એક એ હતો કે તેઓશ્રી કદીપણ કોઇના દોષ જોતા ન હતા. ગમે તેવું નુકસાન કે દુઃખ દેનારને પણ તેઓશ્રીએ દોષિત ગણ્યો નથી. જ્યારે કોઈ કહેતું કે અમુક શખ્સ આપને ઠગી ગયો છે, ભૂંડું બોલી ગયો છે, દુઃખ દઈ ગયો છે; ત્યારે સ્વામી રામ આના જવાબમાં એમ કહેતા કે "જગતમાં આપણને ઠગનાર કે દુઃખ દેનાર કોઈ છેજ નહિ. આપણો આત્માજ આપણને ઠગે છે અને દુઃખ દે છે. જગત તો એક નિમિત્ત માત્ર છે. આપણા પોતાનાજ દોષો બહારના નિમિત્તોદ્વારા આપણને માઠાં ફળ અપાવરાવે છે. તે સિવાય આ જગતમાં કોઈનો પણ દોષ નથી. વળી જેને તમે ભૂંડું કરનાર કહો છો તે મારૂં ભૂંડું નથી કરી ગયો

પરંતુ તે મારૂં ભલું કરી ગયો છે; કારણ કે એ ન હતે તો મારા પૂર્વના દોષોમાંથી (પાપોમાંથી) મુક્ત કોણ કરતે ? આથી તો મને એવા આત્માઓ પ્રત્યે અનહદ પ્રેમ ઉપજે છે." રામના આ પ્રકારના નિશ્ચયાત્મક જ્ઞાનને અને અનુપમ ક્ષમાને વારંવાર વંદન હો !

સ્વામી રામે માન અહંકારાદિ કષાયો ઉપર પણ પૂર્ણ જીત મેળવી હતી. ગમે તેવા માનના પ્રસંગે પણ તેમનો આત્મા સમભાવમાં રહેવા પામતો હતો. આ વાતની ખાત્રી એકાદ દાખલા પરથી થઈ જશે. એક વખત ગંગા કિનારેથી પાછા ફરતાં સ્વામી રામના ચરણ કાદવથી બગડેલા જોઈને ભારતભૂષણ મદનમોહન માલવીયાજી પોતાના કીમતી દુપટ્ટાવડે ચરણો સાફ કરવા લાગ્યા. માલવીયાજી જેવો મહાન પુરુષ પોતાના ચરણો હજારો મનુષ્યોની વચ્ચે સાફ કરે, એ રામના માટે જેવા તેવા માનનો પ્રસંગ ન કહેવાય ! આ ઘટનાને નજરે જોનારા એમ કહે છે કે તે વખતે સ્વામીજીના એક પણ રોમમાંથી માનનો અંકુર ફુટેલો જણાતો ન હતો. તેઓશ્રી તો એના એજ સમભાવની મૂર્તિસમ જણાતા હતા. અનેકવાર વંદન હો એ સમભાવી મહાન આત્માને !

સ્વામીજીનું હિંદમાં ઉપદેશ દેવાનું પ્રારબ્ધ પણ પૂર્ણ થઈ ગયું એટલે એકાએક એવો વિચાર ઉભો થયો કે "જગતને ઉપદેશ આપનારો હું પામર કોણ ? જગતને સુધારવાનું કાર્ય તો ઈશ્વરનું છે, એ આપણું કામ નહિ." આવો વિચાર ઉત્પન્ન થવાથી ઉપદેશ દેવાની પ્રવૃત્તિ એકદમ તજી દઈને હિમાલયમાં સંવત્ ૧૯૬૨ ની સાલમાં ચાલ્યા ગયા—અને જીવનની પૂર્ણાહુતિ પણ ત્યાંજ કરી. તેઓશ્રી હિમાલય ઉપર સહાગંગી નદીના તીરે એક પર્ણકુટી બાંધીને રહ્યા. ત્યાં રહીને તેઓએ આત્મસ્વરૂપની પ્રાપ્તિ જેટલી થાય તેટલી કરી

લીધી. અલ્પ આયુષ્યમાં તેઓશ્રીએ પોતાના આત્માનું કલ્યાણ ઘણું કરી લીધું. આયુષ્ય પૂર્ણ થવા અગાઉ થોડાક દિવસ પહેલાં પોતાના પ્રિય ભક્તોને પત્રો લખી દીધા કે રામને મળવું હોય તે તુરત અહીં આવી જાય, નહિ તો રામ કોઇને કદી પણ નહિ મળી શકે. પોતાના આયુષ્યની પૂર્ણાહુતિ નજીકમાં છે એવો તેમને ભાસ થઈ ગયો હતો તેથીજ આવા પત્રો લખ્યા હતા. જે દિવસે આયુષ્યની પૂર્ણાહુતિ થવાની હતી તે દિવસે પણ તેઓશ્રી સર્વ વાતે તંદુરસ્ત હતા. તેઓ સવારના અગીઆરેક વાગે સદાગંગી નદીમાં નહાવા જતા પહેલાં પોતાને જે જે સ્ફુર્ણાઓ ઉભી થએલ તે લખતા ગયા અને તેજ તેમનાં અંતિમ વચનો છે. નદીમાં નહાવા ઉતરતાંજ પગ સરકી ગયો અને નદીના ભારે વમળમાં તણાવા લાગ્યા. તેઓ તરવાની કળામાં એવા તો કુશળ હતા કે વીસ વીસ, ત્રીસ ત્રીસ માઇલ લગી એક સામટે તરી જાણતા હતા પરંતુ કાળધર્મ આગળ સર્વ કળાઓ શૂન્યવત્ બની જાય છે. નદીના વમળમાંથી નીકળવા માટે રામે મહેનત તો બહુએ કરી પરંતુ સર્વ વ્યર્થ ગઈ. છેવટે પોતાને જ્યારે એમ જણાયું કે દેહ તજવાની હવે મિનિટોજ બાકી છે ત્યારે તેઓ નદીના વમળપર પદ્માસન વાળી આત્મધ્યાનમાં લીન થઈ ગયા અને એજ આસનમાં અને એજ ધ્યાનમાં સંવત ૧૯૬૩ ના આસો વદી ૦)) દિવાળીના દિવસે દેહને તજી દીધો. ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! ! અનેકવાર નમન હો, એ મહાન પુરુષ સ્વામી રામના સમાધિ મરણને ! ! !...રામનું શબ બીજે દિવસે નજીકની બખોલમાંથી પદ્માસનની સ્થિતિમાં જેવું ને તેવું મળી આવ્યું અને

રામના મૃત દેહની યથાર્થ ક્રિયા કરી દેવામાં આવી. આ પ્રમાણે સ્વામી રામના દિવ્ય જીવનની પૂર્ણાહુતિ થઇ. રામ જો કે અદૃશ્ય થઈ ગયા પરંતુ ઉપદેશોરૂપી સુવાસ મૂકતા ગયા છે. એ સુવાસ આપણાથી જેટલી લઈ શકાય તેટલી લેવી એજ આપણું પરમ કર્ત્તવ્ય છે. આ પુસ્તકમાં તો તેઓશ્રીના ઉપદેશોની થોડીશી પ્રસાદી છે; પરંતુ મહાન પુરુષોની થોડીશી પ્રસાદી પણ ચમત્કારિક હોય છે–અર્થાત્ જિજ્ઞાસુઓની ભૂખ ભાગી તૃપ્ત કરે છે. આ "રામ–પ્રસાદી" વાંચનાર સુજ્ઞ જિજ્ઞાસુ આત્મબંધુઓ તૃપ્ત થાઓ એવી શુભ ભાવના સહિત અત્રે વિરમું છું. અસ્તુ !

ઠા. પી. મહેતા.



# સ્વામી રામતીર્થનાં વચનામૃત.

ૐ

## સ્વામી રામની મસ્તદશાનું એક દશ્ય "ગંગોત્રી"

આ સ્થળ એવું છે કે જ્યાં ધોળે દહાડે પણ મનુષ્યો જવલ્લેજ જાય છે. એવા આ સ્થળમાં અંધારી રાત્રે કોણ જાય છે? જે સુષુપ્તિની ઘોર નિશામાં પણ જાગતો રહે છે તેના વિના બીજું કોણ હોય?

× × × ×

કેવળ કટી ઉપર લુગડું પહેરી રામ ચાલ્યો જાય છે અને ગાય છે. શું ગાય છે? "ૐ". રાત્રીના બે કે ત્રણ વાગ્યા છે, વાદળાં ઘેરાયલાં છે, વરસાદ પર્વતો ઉપર બળ અજમાવતો હતો, માર્ગમાં પાષાણ અને વૃક્ષો પડયાં જતાં હતાં, રામને માથે છત્રી નથી, પગ તદ્દન ઉઘાડા છે અને હાથમાં લાકડી પણ નથી.

× × × ×

• જંગલમાં મારા ભટકવાથી અરણ્ય ગર્વ કરે છે અને ચરણ ચૂમીને કંટક પોતાને ધન્ય ગણે છે. એવી દશામાં આગળ વધતાં એક તૂટેલી સડક સામે દેખાય છે. માર્ગ બંધ છે પરન્તુ જગતમાં એવી કઈ અડચણ છે કે જે "રામને" રોકી શકે? કાંટાવાળી ઝાડીઓ પકડી પકડીને પત્થરોના આધાર લઈ રામ પર્વત ઉપર ચઢી રહ્યો છે. જ્યાં બકરીને પણ પહોંચવું મુશ્કેલ થઈ પડે ત્યાં રામ હાજર છે.

× × × ×

આ ભયાનક અવસરે પણ રામ મૃત્યુને ધમકાવી રહ્યો છે. મૃત્યુની પણ તાકાત છે કે રામની આજ્ઞા વિના શ્વાસ સુદ્ધાંત લઇ શકે?

× × × ×

પ્રભાતનો સમય નજીક આવતો જાય છે. નિજાનંદમાં, સ્વસ્વરૂપમાં ઝૂલતો રામ ચાલ્યો જાય છે. કોઈ કોઈવાર મોજમાં આવી નાચવા માંડે છે. ચારે બાજુ ટેકરીઓને શ્વેત (બરફની) સાડીઓ પહેરેલી જોઈને ક્રોધને લીધે રામનું મ્હોં રાતુંપીળું થઈ ગયું–"તમે વિધવાનો વેષ કેમ ધારણ કર્યો છે? જોતી નથી કે આ કોણ આવી રહ્યો છે?" ટેકરીઓમાંથી ઠંડો નિશ્વાસ (શીતળ વાયુ) નીકળે છે: "હાય! મુઓ રંગારો આજે હજી સુધી નથી આવ્યો." રામે આંખ ઉંચી કરતાંજ ધ્રુજતો ધ્રુજતો લાલ રંગારો (સૂરજ) આવે છે અને તત્કાળ ટેકરીઓની ઓઢણીઓ ભગવી બની જાય છે.

●

(૧)

ૐ

## રામ કોઈ પંથનો દાવો કરતો નથી. સર્વ પંથો રામના જ છે

આ વિશ્વમાં જેટલા પંથો અને ધર્મો છે, તે બધા રામના જ છે. રામ એમની સાથે કામ કરશે. જાઓ, એ બધાંને કહો કે રામ એમનો છે. રામ એઓને પ્રેમથી પોતાની છાતીએ ચાંપે છે. હું સંસારની ઉપર પ્રેમની વૃષ્ટિ કરીશ અને સમસ્ત વિશ્વને આનંદથી સ્નાન કરાવીશ. મારી સાથે કોઈનો વિરોધ પડશે તોપણ હું એનું સ્વાગત કરીશ. અહા! હું તો પ્રેમનીજ વૃષ્ટિ કરીશ. પ્રેમનાં પૂર વહેવરાવીશ. ૐ, ૐ, ૐ.

રામ કોઈ પંથનો હોવાનો દાવો કરતો નથી. કોઈ પણ વિચારનો તે પ્રચારક નથી. સત્ય એની મેળે સ્થાપિત થાય છે. રામ સત્યની આડે આવતો નથી. સત્ય ગમે તે રૂપે પ્રકાશશે. તેના અગ્નિમાં શરીર, મન અને સર્વ કંઈ ભસ્મ થાઓ. કોઈ પણ

ધર્મના સંસ્થાપક કે પયગંબર થવાથી મારી કિમ્મત ઘટે છે. **હું સાક્ષાત ઈશ્વર છું, અને તું પણ તેજ છે. દેહ એ મારૂં સાધન છે.** સંદેશો કહ્યા પછી જોઇએ તો કાસદને મારી નાખો. એનાથી ઉત્તમ ભાગ્ય બીજું શું હોય ?

રામ ઘણીવાર વેદાંત એ શબ્દ વાપરે છે પણ એ નામ સાંભળીને ગભરાઇ, ગુંચવાઈ કિંવા ફસાઈ જશો નહિ, તેનો અર્થ ફક્તઃ "મૂળભૂત સત્ય" એવો છે. સત્ય તમારૂં છે, તે જેટલું રામનું છે તેટલુંજ તમારૂં છે. કોઈનો તેનાપર કંઈ વધારે હક્ક નથી. તે બુદ્ધનો વારસો નથી, તેમ તે મહમ્મદનું વડિલોપાર્જિત ધન નથી, કૃષ્ણનું નથી, કોઈનું નથી; તે સૌનું છે. તે ઉપર સૌની સરખી માલિકી છે. **સર્વ ધર્મ પ્રત્યે તમારી સમાનદષ્ટિ હોવી જોઇએ. જુદા જુદા ધર્મો અને પંથોના વાદ, ટંટા અને અણબનાવ જોઇને રામને આશ્ચર્ય થાય છે. એમ થવાનું મુખ્ય કારણ માત્ર નામભેદ જ છે. ફકત નામોનું આવરણ દૂર કરો, નામોના પડદા ફાડી નાખો અને તેનો અર્થ શું છે એજ માત્ર જુઓ એટલે તમને કાંઈજ ફેર જણાશે નહિં.**

●

(૨)

ૐ

## ધર્મ એટલે શું ?

કુદરતના નિયમોરૂપી મહાસાગરમાં નામ, રૂપ અને વ્યક્તિઓ માત્ર પરપોટા સમાન છે. ત્રણે કાળમાં જે બાધિત ન થાય અને નિત્ય રહે, એજ ધર્મનું સત્ય સ્વરૂપ છે. **ધર્મ એટલે તો જે આપણને આપણા મૂળસ્થાને પાછા પહોંચાડે છે તે. સર્વ દુરાગ્રહી મતમતાંતર અને ઝઘડાઓ, દેહ અને મન, દેશ, કાળ અને કાર્યકારણભાવ અને તેમાં વ્યાપી રહેલું સર્વ**

વિશ્વ, એ સર્વ ભુંસાઈ જઇને જ્યાં શબ્દ પણ પહોંચતો નથી એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો, એજ ખરો ધર્મ છે.

ધર્મ પાળવો એની મતલબ એજ કે પોતાનો આત્મા સર્વનો આત્મા બની જવો જોઇએ. આખું જગત પોતાનામાં જ પ્રતિબિંબિત થતું જોઇએ. સર્વ જીવોની સાથે આપણું ઐક્ય છે, એમ આપણા આચરણમાં અનુભવવું જોઇએ. સઘળી વસ્તુઓ પ્રત્યે એવો પ્રેમ વધવો જોઇએ કે ફુલની પાંખડી ઠંડી લાગતાં, તારી આંખોમાં અશ્રુ દેખાવા લાગે. એનુંજ નામ ધર્મ, કે જેના પાલનથી તું જગમેં દુઇકી ભુ રહેવા ન પામે-અને એજ પૂર્ણત્વ છે.

●

(૩)

ૐ

## રામ તમારા માટે એવો ધર્મ લાવ્યો છે કે જે સર્વ પ્રાચીન ગ્રંથોમાં છે

**"સર્વને આત્મવત્ જુઓ"** રામ તમારા માટે આ જ ધર્મ લાવ્યો છે. જે લોકો આ ધર્મને નથી સમજતા, તેઓ જ એક ધર્મને મોટો અને બીજાને નાનો ગણે છે. સાચા ધર્મમાં ન તો મતમતાંતરનું ખંડન છે કે ન તો વાદવિવાદ છે. **એમાં તો પોતાના અંતઃકરણની શુદ્ધિ જ મુખ્ય પદાર્થ છે. આ ધર્મ ગીતા, બાઇબલ વગેરે સર્વ પ્રાચીન ગ્રંથોમાં છે; એટલું** જ નહીં પણ આધુનિક તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રના ગ્રંથોમાં પણ મળી આવે છે. ઝાડનાં પાંદડાંમાં તે લખાયલો છે, ઝરાઓ અને વહેળાઓ પણ સદૈવ તેનું ગાન કરે છે, પવન પણ સદા તેનો ગણગણાટ કરે છે અને તમારી નાડીઓ તથા જ્ઞાનતંતુઓમાં પણ તે જ ધૂધવે છે. તમારા અંતઃકરણમાં અને

વ્યવહાર સાથે પણ તેનો સંબંધ છે. તે ધર્મ એકાદ દેવળમાં કે મંદિરમાં જઈ ગોખી મારવાનો નથી. તે તો તમારે તમારા વ્યવહારમાં, ઘરમાં, જંગલમાં, ગામમાં, જમતાં, સુતાં અને બેસતાં પાળવાનો છે.

●

(૪)

ૐ

## ધર્મનું બીજું નામ પ્રેમ, પ્રેમ એ જ ધર્મ
## પ્રેમ અને મોહના ભેદનું રહસ્ય

પ્રેમની પાછળ દીવાનું કોણ થતું નથી? કોઈ વિષયોની પાછળ, તો કોઈ પ્રભુની પાછળ, એમ આખું બ્રહ્માંડ પ્રેમની પાછળ દીવાનું બની ચક્કર લગાવી રહ્યું છે-ફેરા ફરી રહ્યું છે. સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો વગેરે એ બધાએ આકર્ષણ શક્તિના નિયમેજ (પ્રેમની પાછળજ) ભમી રહ્યા છે. પ્રેમમાં તન્મય થયેલું સ્ત્રી પુરૂષનું જોડું, પ્રેમમાં લુબ્ધ થયેલા વિષયી જીવો, પ્રેમના શિખરે ચઢીને આવીજ સ્થિતિ અનુભવે છે. એજ પ્રેમના નિયમે માતા પોતાના બાળકને પોતાનો આત્મા-પોતાનું જીગર-કહીને સંબોધે છે. લયલા મજનુના પ્રેમના કિસ્સાઓથી કોણ અજાણ્યું છે? એજ પ્રેમની લાયમાં ને લાયમાં પતંગીઉં દીવામાં પડી મરી પોતે પણ દીપકરૂપ બને છે. પોતપોતાના આશક સાથે, પ્રેમ સાથે સૌ કોઈ એકરૂપ થઈ રહ્યું છે. આવા પ્રકારની એકરૂપતા તેજ ધર્મ કહેવાય. પ્રભુપ્રેમી હો કે ઇંદ્રિયોના વિષયોના પ્રેમી હો, પણ એ બન્નેને માટે નિયમ તો એકજ છે. ફેર માત્ર એટલોજ કે વિષયીને પ્રથમ તો એ પ્રેમનો ધર્મ તેને વિષયોનો ઉપભોગ લેવાની થોડો સમય છૂટ આપે છે પણ આખર જતાં આધ્યાત્મિક નિયમ તેની પાસેથી સર્વ ઝુંટવી લે છે અને

તેને છિન્નભિન્ન કરી નાખે છે, કારણ એજ કે ધુમ્મસ અને ઝાકળ જેવા ક્ષણભંગુર નાશવંત પદાર્થોનો તે પ્રેમી હતો. જ્યારે બીજી બાજુ પ્રભુના પ્રેમમાં અભેદ થનાર પ્રભુ પ્રેમીને જે અનંત શાશ્વત સુખ મળે છે તે શબ્દથી વર્ણવ્યું જાય તેમ નથી. તે તો પોતાને સર્વમાં નિહાળી રહ્યો છે અને સર્વમાં પોતાનેજ દેખી રહ્યો છે. એ તો આખા વિશ્વ સાથે પ્રેમમાં એકરૂપ થઈ ગયો છે. એના પરમ આનંદની વાત જાણવા મન કે વાણી પહોંચી શકે તેમ નથી.

હે મનુષ્ય! પ્રભુની પ્રેમમૂર્તિ બનીનેજ જીવવામાં મઝા છે. પ્રેમનો પ્રવાહ અખંડપણે વહેવા દો અને પછી જુઓ કે તમારી પાદુકાઓ ઉંચકવાનો લાભ મળતાં પોતાને ભાગ્યશાળી ન માનનારી જગતમાં કઈ શક્તિ છે? તમને વંદન કરવામાં સર્વ સૃષ્ટિ પોતાને ભાગ્યશાળી સમજશે. પ્રેમસ્વરૂપ રહો એટલે તમારી મરજી પ્રમાણે બધાએ નિયમો બંધાશે અને કાળ તમારી મરજી પ્રમાણે ચાલશે. હૃદયમંદિરમાં પ્રેમદીપિકા બળતી રાખો એટલે અશુદ્ધ કે અમંગળ કંઈજ તમારી પાસે આવી શકશે નહિ અને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થશે. એ પવિત્ર પ્રેમને માટે એવો કયો ચમત્કાર છે કે જે અસંભવિત હોય?

એક પિતા, પોતાનો પુત્ર કે જે ધાર્મિક જીવન ગાળતો હતો તેમાંથી તેને વિમુખ કરવા પ્રયત્ન કરતો હતો. જગતના વ્યવહારમાં પોતાની માફક પડી રહેવા તેને શિખામણ દેતો હતો પરન્તુ પિતાની આ પ્રકારની શિખામણ કાંઈ કામ કરી શકી નહિ. પિતાએ પુત્રને અટકાવવા માટે તેને અગ્નિમાં નાખ્યો પણ અગ્નિથી તે બળ્યો નહિ ત્યારે વહેતા પાણીમાં નાખ્યો તો પાણી ઉપર તે તરવા લાગ્યો. પછી તેને પર્વતની ટોચ ઉપરથી પટકવામાં

આવ્યો પરન્તુ તેનો એક વાળ પણ વાંકો ન થયો. એ બાળકને પ્રકૃતિ ઇજા કરવાને બદલે સહાયક થઈ. કારણ એજ કે તે સર્વત્ર પ્રભુનેજ જોઈ રહ્યો હતો. પોતાના હૃદયનો આશક અગ્નિ જણાયો. પાણી, પાણીરૂપે નહોતું પરન્તુ પોતાનો પ્રેમજ હતો. પર્વત પર્વત-રૂપે નહોતો; દેહ, દેહરૂપે નહોતો. **સર્વ કોઇને તે પોતારૂપજ દેખતો હતો; તો પછી પોતાનો પ્રેમ પોતાને કયે પ્રકારે હાનિ કરી શકે? તે બાળકને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો હતો. પ્રેમની ઉંચામાં ઉંચી સ્થિતિ આ છે. પરાભક્તિ જેને કહે છે તે આ જ છે. આનેજ જ્ઞાનનો અંત કહે છે. સર્વ જ્ઞાનનો છેડો આ જ છે.**

**"પશુ પક્ષી માનવ વસ્તુ,**
**નાની મોટી પ્રત્યે ચાહના;**
**ઇશ્વરતણી એ ભકિત સાચી,**
**એજ સાચી પ્રાર્થના."**



(૫)

ૐ

## વ્યક્તિગત પ્રેમ એ પવિત્ર પ્રેમ નહિ પણ નીચ મોહ છે

પોતાનું એકનું એક બાળક મરી જવાથી એક બાઈ આક્રંદ કરવા લાગી. રામે પૂછયું: એક સીધીના બાળકને દત્તક લઇને તારા પોતાના બાળકની પેઠે સંભાળ લઈ શકે? બોલ, આમ કરવાને તું તૈયાર છે? પેલી સ્ત્રીએ જવાબ આપ્યો, "ના" રામે કહ્યું:–ઇશ્વરે તારૂં બાળક લઇ લીધું તેનું કારણ એજ છે.

મહાન પુરૂષોનું આ એક અનુભવસિદ્ધ કથન છે કે કોઈ પદાર્થ કે વ્યક્તિપર હૃદયપૂર્વક પ્રીતિ રાખવી અથવા તો તે માટે રોતે મુખડે ગરીબ ભિખારીની પેઠે અન્યની પાસે યાચના કરવી, એ પવિત્ર પ્રેમ નથી પણ નીચ મોહ છે. જ્યારે તમે એ મોહ મમત્વને છોડી દેશો અને અહંતા ગાળી દેશો અને જેમાં ન રહે "હું" કે ન રહે "તું" એવી ઉચ્ચ સદ્ભાવનામાં ભળી જશો ત્યારે આ જગત ઉપરની સર્વ રિદ્ધિ સિદ્ધિ તમારી દાસીઓ બની નૃત્ય કરવા તમારે આંગણે ઉભી રહેશે અને ઐશ્વર્ય તેમજ સૌભાગ્ય ભૂખ્યા બાળકની પેઠે તમારી તરફ દોડતાં આવશે. જયાં સુધી તમે તમારી દૃષ્ટિ અન્ય ઉપર રાખશો અને તેની પાસેથી પ્રીતિ મેળવવાની ઈચ્છા કરશો ત્યાં સુધી તમને તેના બદલામાં તિરસ્કાર અને અનાદર સિવાય બીજું કાંઇજ નહિ મળે.—નહિ મળે એ ખુબજ યાદ રાખજો.



( ૬ )

ૐ

## આ અસ્થિર અને દગાખોર જગત ઉપર મોહ રાખવો નહિ

જે જે પદાર્થો જગતના,
અતિ પ્રિય થઇ ખેંચી રહ્યા;
તે તે બધા ઠગી છેતરી,
અંતે દગો દઈ નાસતા,
આરામ અર્થે જે અમે,
આ વસ્તુઓ ઉત્તમ ગણી;

રહેશે સદા એ જાણીએ,
પણ જોત જોતામાં જતી.
ઈચ્છાજ કરી હજી વસ્તુની,
ત્યાં વસ્તુ તો વિલાય છે;
એનો અમે વિશ્વાસ કરીએ,
ફીણમાં ડૂબીએ ; અરે !

**આ સંસાર એક ઝાકળના બિંદુ સમાન અસ્થિર છે. કોઇપણ પદાર્થ કે વ્યક્તિનું અમરપણું જણાતું નથી.** રોમના મહાન સત્તાધારી સમ્રાટ જેવા મરીને માટી બની ગયા અને કોઈના ઘરમાં ભીંતમાં ફાટ પુરાવા તે માટી વપરાઈ ! જે માટી આખા જગતને ધ્રુજાવતી હતી તેજ માટી ભીંતની એક નાની સરખી ફાટમાં જઇ રહી ! રોમનો જે સમ્રાટ આખા જગતને ધ્રુજાવતો હતો તે એક દીન માટી બની કોઈ ગરીબ મજુરના હાથમાંથી પણ પોતાને નથી બચાવી શકતો ! જે મહેલ આકાશો સાથે વાતો કરતો હતો અને જેની અંદર બાદશાહો નિવાસ કરતા હતા તેમાં હોલાઓનો વાસ થયો ! એ મહેલમાં રહેવાવાળા એ બધાં હવે ક્યાં છે ? ક્યાં છે ? કોઈ બતાવશો કે તે બધા હવે ક્યાં છે ? **જગતની આ બધી અસ્થિરતા અને અસારતા શું સૂચવી રહી છે? એજ કે આ અસાર વસ્તુની પાછળ મિથ્યા ફાંફાં મારવાં છોડી દઈ કોઈ શાશ્વત અનંત સુખની શોધમાં અહીંથીજ પાછો વળ-નિવર્ત.**



( ૭ )

ૐ

## આ જગત તો તારો પડછાયો છે તેને પકડવા કેમ વ્યર્થ મહેનત કરી રહ્યો છે?

હે મનુષ્ય! આ જગતના વાંસે તું કેમ ભટકયા કરે છે? જરા જો તો ખરો! આ જગત તો તારો પડછાયો છે, તારીજ છાયા છે તેને પકડવા કેમ વ્યર્થ મહેનત કરી રહ્યો છે? છાયા તેના સ્વભાવ પ્રમાણે આગળ ને આગળ દોડયે જ જવાની. છાયાને પકડવા જતાં અનંત કાળ વીતી ગયો પણ તે ન પકડાઈ. છાયા તો આગળ ને આગળ રહી અને નસીબે હાય હાય અને શોક તો એનાં એ જ ઉભાં રહ્યાં, માટે હવે અહીંથીજ નિવર્ત, **સુખ-પ્રાપ્તિનું રહસ્ય કંઈજ જુદું જ છે તે એ કે જગતનાં પદાર્થો પ્રત્યે તારી પૂંઠ કર. જે ક્ષણે જગતના પદાર્થો પ્રત્યે નિસ્પૃહ થઇશ, જે પળે તે વસ્તુઓને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી રહિત થઈશ તેજ ક્ષણથી આખું જગત તારી પાછળ પાછળ તારાં ચરણો ચાટતું ચાલ્યું આવશે.** જેમ સૂર્યના પ્રકાશમાં તમે છાયા ભણી ચાલવા માંડશો તો છાયા તમારી આગળ આગળજ નાસવા લાગશે અને જ્યારે તમે ત્યાગ કરી પ્રકાશ ભણી મોઢું કરીને ચાલશો એટલે એ બિચારી તમારી પાછળ પાછળ દોડતી આવશે, **એજ પ્રમાણે જ્યાં લગી જગતના પદાર્થોની ઈચ્છા, તૃષ્ણા અને વાસનાઓની છાયા પકડવા દોડયા કરશો ત્યાં લગી છાયા તો આગળ ને આગળજ રહેવાની પણ જે પળે પ્રભુ સન્મુખ મોઢું કરશો તેજ પળે તમે જગતના સ્વામી બનશો.**



( ૮ )

ૐ

## દેખાવમાં ખરા જેવા જણાતા જગત માટે ફાંફાં મારવાં છોડી દો

શું ! આ બધું જગ આખરે,
ગઇ રાત્રીનું સ્વપ્નુંજ છે ?
કંઈએ નથી સાચું શું એમાં,
હું તમે ને તે અરે !
શું આ બધું મિથ્યા જ છે,
સંબંધ ને સંબંધીઓ ?
આવું બધું ત્યાં કયાં જવું ?
શરણું લઉં કોનું કહો.

આ જગત ખરેખર મિથ્યા જ છે. આ દેખાતી લીલા બધી સ્વપ્નાવત્ છે, વસ્તુ દેખવામાં ખરા જેવી જણાય છે પણ જ્યારે તેના અધિષ્ઠાને જોવામાં આવે છે ત્યારે વસ્તુજ નથી રહેતી, ".છીપમાં દેખાતી ચાંદી"; જ્યારે છીપ (અધિષ્ઠાન)ને જોવામાં આવે છે ત્યારે ચાંદી નથી રહેતી. "દોરડામાં દેખાતો સર્પ"; જ્યારે દોરડું દેખાય છે ત્યારે સર્પ નથી રહેતો. આ તે આ કંકણ કે સુવર્ણ ? આ તે આ ઘડો કે માટી ? શું, આ તે વસ્ત્ર કે સુતરના તાર ? સુવર્ણનો, માટીનો અને સુતરનો એકેક કણ પોકારી પોકારી કહે છે કે મારામાં કંકણ નથી, ઘડો નથી અને વસ્ત્ર નથી. સોનીની દષ્ટિએ કંકણના અસ્તિત્વનો આશ્રય સુવર્ણ ઉપર છે, પણ સરાફની દષ્ટિ તો એમજ કહે છે કે સુવર્ણદષ્ટિથી જોતાં કંકણ કદાપિ છેજ નહીં. લોભી મનુષ્ય છીપમાં ચાંદી ભલે જોયાં કરે, બ્હીકણ પુરૂષ દોરડામાં સર્પ ભલે જોયા કરે, પરન્તુ છીપ ચાંદીને, ને દોરડું સર્પને પોતાની અંદર કયારે પેસવા

રે છે? આ પ્રમાણે આખો સમસ્ત સંસાર મિથ્યા જ છે અને જ્યારે જીવ પોતાના આત્મસ્વરૂપમાં વિલીન થાય છે ત્યારે તેના માટે આ જગતબગત ન તો કોઈ કાળે હતું, ન તો અત્યારે છે અને ન તો કોઈ કાળે થવાનું છે.

●

( ૯ )

ૐ

## જગતના પુદ્ગલિક વિષયોમાંથી મુક્તિ નહિ જડે. મળવાપણામાં "નિષ્ફળતા" અને "પશ્ચાતાપ"

મુક્તિ એટલે મોટાઈ. મોટાઈ એનું નામ કે ઉંચામાંની ઉંચી સ્થિતિએ પહોંચવું કે પોતાના જેવો બીજો કોઈ ન રહે, બીજાઓથી શ્રેષ્ઠ કહેવાઇએ, ચિંતાઓ અને આફતો વગેરે આવેજ નહિ, કોઇનો ભય ન રહે, કોઇની તાબેદારી ન કરવી પડે વગેરે વગેરે. એક **બાજુ આવી રીતની મોટાઈ પ્રાપ્ત કરવા ઇચ્છીએ અને બીજી બાજુ** પુદ્ગલિક વિષયોમાં **અને શરીરના અહંકારમાં મસ્ત બની બંધાઈ રહીએ તો એમાંથી મળવાપણું શું? "નિષ્ફળતા અને પશ્ચાતાપ."** સૌથી શ્રેષ્ઠ થવાની આ લગની રાતદિવસ મનુષ્યને ગાંડો બનાવી મૂકે છે. પરન્તુ અહંતામમતામાંજ જ્યાં લગી બંધાઈ રહેવાનું થશે ત્યાંલગી તો તે નહિજ પૂરી થાય. આ જગત ઉપર હજારો મહારાજાધિરાજા થઈ ગયા એ બધા શું આનંદમગ્ન હતા? નહિ. જેટલી જેટલી તેમનામાં જ્ઞાનની ઝળક હતી એટલો એટલોજ તેઓ આનંદ ભોગવી શકતા હતા. **વનમાં, ભૂમિમાં, સંતતિમાં, માનમાં અને સંસારની બીજી સેંકડો વસ્તુઓમાં પ્રતિષ્ઠા શોધનારાઓની ઈર્ષ્યા કરીશ નહિ. તેઓ તો મૂળમાંજ ભૂલ કરી બેઠા છે. શૂન્યના ગુણાકાર કરે જ જાય છે પણ**

એમાં શું વળે ? તેઓ બાહ્ય વૈભવને લીધે તારા કરતાં જરા પણ વિશેષ સુખી નથી. જેમનામાં આધ્યાત્મિક જ્ઞાનનો વિકાસ વિશેષ હશે તેઓજ વિશેષ આનંદિત હશે.

●

( ૧૦ )

ૐ

## હરકોઈ પુદ્ગલિક મોહનું પરિણામ હૃદયભગ્ન થવામાંજ આવે છે

આ એક દૃઢ નિયમજ છે કે હરકોઇ મનુષ્ય આ સંસારમાંની અમુક વ્યક્તિ અથવા અન્ય પદાર્થ ઉપર મોહ રાખે છે તો પરિણામે તેને દુઃખ થશેજ. કાંતો તે મિત્ર અથવા પદાર્થ તેની પાસેથી લઈ લેવામાં આવશે અથવા તો તે બેમાંથી એક મૃત્યુવશ થશે, કે તે બન્ને વચ્ચે અણબનાવ થશે. આ એક અનિવાર્ય નિયમ છે અને તેને તમારા હૃદયમાં ઊંડા ઉતરવા દો. તેને તમારા મનમાં પ્રવેશવા દો. શ્રવણ કરો કે જ્યારે મનુષ્ય બાહ્ય પદાર્થમાંથી સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે તે છેતરાશેજ. તે માત્ર ઇંદ્રિઓમાં પોતાને અંધ થયેલો જોશે. સંસારના પદાર્થો ઉપર મોહ રાખીને તમે કદી પણ સુખ પ્રાપ્ત કરી શકવાના નથી. સંસારના હરકોઈ મોહનું પરિણામ હૃદયભગ્ન થવામાંજ આવશે. સંસારના મોહરૂપી એન્જીનની પાછળ દુઃખનાં ગાડેગાડાં સંકળાએલાં છે. જ્યાં એ મોહને પ્રવેશવા દીધો કે એ બધાંએ વેગનો તે ઠેકાણે ઠલવાઇ પડશે. ફરીથી શ્રવણ કરો કે દુનિઆનો મોહ એ મૂર્તિપૂજા છે. જેમ ધાતુ ઇત્યાદિની સુંદર મૂર્તિઓ, ચિત્રો અને મૂર્તિઓજ છે. તમે અમુક ચિત્રને તેની પોતાની ખાતર ચાહવાનું શીખો છો ખરા;

પણ જેનું તે ચિત્ર છે તેની તો અવગણના કરો છો. ત્યારે કહો, કે તમે માત્ર મૂર્તિનીજ પૂજા કરતા નથી? **રામ કહે છે કે હે બંધુઓ! જગતના બાહ્ય પદાર્થો કે વ્યકિતઓ ઉપર મોહ રાખી તેમના પર લગાર પણ તમારો આધાર રાખશો નહિં. માત્ર પ્રભુમાંજ શ્રદ્ધા રાખો. આ અને પેલા પદાર્થમાં કે વ્યકિતમાં શ્રદ્ધા રાખશો નહિ. પ્રભુમાંજ–તમારા સ્વસ્વરૂપમાં શ્રદ્ધા રાખો.**



(૧૧)

ૐ

## "હું" અને "મારૂં" એ બે શબ્દોમાંજ સમસ્ત દુઃખો રહેલાં છે, કારણ કે આસક્તિને ઉત્પન્ન કરનાર તેજ છે

**"હું અને "મારૂં" એ બે શબ્દોમાંજ આખા જગતનાં સમસ્ત દુઃખો રહેલાં છે. આ વસ્તુ મારી છે એવી ભાવના થતાંજ તેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે અને આસક્તિ ઉત્પન્ન થઈ એટલે તેની પ્રજારૂપ દુઃખો પણ આવવાનાંજ.** આપણા દુઃખનું મોટું કારણ કૃત્યો નથી પણ **કૃત્યો પ્રત્યેની ફળાસક્તિ છે. ફળની આસક્તિથી મમતાપૂર્વક કર્મ કરવામાં આવે તોજ તેનાથી ઉદ્દભવ થનારાં દુઃખો કર્તાને ભોગવવાં પડે છે.** કોઈ નિરાધારના આધારરૂપે રહેલા એકના એક પુત્રનો નાશ થતો જોવામાં આવે તો આપણને વિશેષ દુઃખ લાગતું નથી; પણ આપણને કદાચ બે પાંચ પુત્ર હોય અને તે સાથે આર્થિક સ્થિતિ વિગેરેની જોગવાઇ પણ સારી હોય તેવે ટાણે કદાચ એકાદ પુત્રનો વિયોગ થવાનો પ્રસંગ આવે છે ત્યારે

તે વખતે આપણને કેટલું બધું દુઃખ લાગી આવે છે? એકના નાશથી દુઃખ નથી થતું અને બીજાના નાશથી દુઃખ થાય છે તેનું કારણ શું? કારણ માત્ર એટલુંજ કે આપણે આપણા પોતાના પુત્રની સાથે મમતારૂપ અધ્યાસ બાંધ્યો હતો અને બીજાના પુત્રની સાથે નહોતો બંધાયો! આપણા સર્વ દુઃખોનું મૂળ કારણ આસક્તિજ છે. આસક્તિ ઉદ્ભવી કે સૃષ્ટિની જાળમાં સપડાયા. જ્યાં "હું" અને "મારૂં" નથી ત્યાં દુઃખજ નથી અને જ્યાં ફળની, પરિણામની આસક્તિ હોય છે ત્યાં દુઃખ આવીજ પડે છે; માટે જે કાંઈ કરવું હોય તે કરો, આપવું હોય તો આપો પણ બદલાની કશી આકાંક્ષા ન રાખતાં, મારાપણાની જરીકે છાપ ન પડવા દેતાં દરેક કર્મ પ્રભુનેજ અર્પણ કરતા રહો. એ બધું સહસ્રગણું થઈને તમારી પાસે આવશે પણ તેને માટે કામના રાખશો નહિ.



(૧૨)

ૐ

## મૂળ સ્વરૂપની પ્રતીતિ કરવી એનું જ નામ "પ્રેમ"

એક કબરસ્તાનમાં રામે એક કબર ઉપર નીચેનો સ્મરણીય લેખ વાંચ્યો:-"અહીં એક બાળક છે કે જે મારા હૃદયની મૂર્તિ હતું તે સૂતું છે. જો વિવેકી પ્રભુએ આમ ન્યાયપૂર્વક કર્યું છે તો અમારે વિખુટા થવું એ આવશ્યક હતું." આ એક સ્ત્રીએ લખ્યું હતું. બાળકનું જે મૂળ સત્ય સ્વરૂપ હતું તેના કરતાં તે બાળકનું શરીર કે જે ખરી રીતે તેનું ચિત્રજ હતું તેને વધારે અગત્ય આપતી હતી તેથી તે બાળક લઈ લેવાવુંજ જોઈએ એ નિયમજ છે. જો આપણે મૂળ સ્વરૂપને તેની છબી કરતાં વધારે ન ચાહીએ તો આપણે તેની છબી રાખી શકીએ નહિ એ ઈશ્વરી નિયમ છે. શું, આ પ્રમાણે આપણે આપણી સંતતિનો વિનાશ નથી કરતા? ખરા

અંતઃકરણનો વિશ્વાસ કે જે માત્ર એક ઈશ્વરનેજ માટે હોઇ શકે એવો વિશ્વાસ આપણા મિત્રો ઉપર રાખી આપણે કેટલી બધી વાર એ મિત્રોને બેવફા બનાવીએ છીએ? વિદ્યમાન ગુરૂઓને આપણા ઉપર વિશ્વાસ રખાવી, તેમજ આપણો વિશ્વાસ તેમનામાં છે એમ મનાવીને, આપણે કેટલી બધી વાર તેમને આધ્યાત્મિક ઉચ્ચપદમાંથી અધઃપતન કરીએ છીએ? આમ ઇશ્વરી નિયમ ભૂલી જવાથી, ન સમજવાથીજ સૌ કોઈ દુઃખી થઇ રહ્યું છે. રામ કહે છે કે સર્વ શરીરોમાં, પ્રાણીમાત્રમાં તેમના મૂળ સ્વરૂપનીજ પ્રતીતિ કરો.

●

(૧૩)

ૐ

## ભક્ત શિરોમણી કબીરજીનો દિવ્યવ્યાપી પ્રેમ

**મચ અપને રામકો રીઝાઉં.**
**જંગલ જાઉં વૃક્ષ ન છેડું, ન કોઈ ડાર સતાઉં;**
**પાત પાતમેં હે અવિનાશી, વાહીમેં દર્શ કરાઉં—મચ.**
**ઔષધ ખાઉં ન બુટ્ટી લાઉં, ન કોઈ વૈદ બુલાઉં;**
**પૂર્ણ વૈદ મીલે અવિનાશી, તાહીકો નબ્જ દીખાઉં—**
**મચ અપને રામકો રીઝાઉં—ઈત્યાદિ.**

આ કોણે ગાયું?

ભક્ત શીરોમણી કબીરે! કબીરને તો પ્રત્યેક વસ્તુમાં એકજ અવિનાશી આત્મા જણાવા લાગ્યો. જગતની જુદાઇનો પડદોજ ફાટી ગયો! દુઃખ અને દરદ, વિષયવાસનાઓ અને ઇચ્છાઓ; તેમજ શારીરિક આશાઓ એ બધી નષ્ટ થઇ ગઈ અને પોતે એકજ શરીરને બદલે સર્વ શરીરો પોતેજ છે એમ લાગવા માંડયું. ખરેખર, પરમાત્મદર્શન તે એક એવું દર્શન છે કે તે સમયે દર્શન આપનાર

અને દર્શન કરનાર એ નથી રહેતા. કેવું આશ્ચર્ય? હરનું બાહ્ય દર્શન એનુંજ નામ કે હર હું છું. આ સ્થિતિએજ પરમહંસ રામકૃષ્ણને ભંગીઓની ઝૂંપડીમાં જગદંબા કાળીનાં દર્શન કરાવ્યાં હતાં અને પોતાના શરીરના લાંબા વાળ વડે ઝૂંપડીનું સંડાસ તેઓ સાફ કરવા લાગ્યા હતા. આ સ્થિતિથીજ પ્રભુ ચૈતન્ય ગૌરાંગે પોતાના શરીરને જગદંબારૂપે જોયું અને હેતને લીધે જે કોઈ સામે આવ્યું તેને તેમણે ઝટ ખોળામાં બેસાડયું અને આખા વિશ્વ સાથે માતૃપ્રેમ પ્રગટ થયો. ધન્ય છે તે દૃષ્ટિને, સ્થિતિને અને તે દશાને!

●

(૧૪)

ૐ

## આ વિશ્વ મારૂં શરીર છે. એક દિવ્ય પ્રેમી સ્વામીની ત્યાગવૃત્તિ

વેદાંતના ઉદ્દેશ પ્રમાણે મનુષ્યને લેવાનો નહિ પણ આપવાનો–ત્યાગ કરવાનોજ અધિકાર છે. કાંઈપણ આપવાનું ન હોય તો છેવટે તમારૂં શરીર પણ કીડાઓને અર્પણ કરો. ત્યાગ કરવામાંજ સર્વ સુખ સમાયલું છે. ઉદાર–ચિત્ત દાતાર બનો કે તેથી તમારૂં કાર્ય સમસ્ત વિશ્વનું કાર્ય બની જાય.

મારા એક ઓળખીતા સ્વામીને જખમ થયો હતો. તે ઉપરની ચામડીને કીડાઓ ખાતા હતા. એ કીડાઓને મારવાને તે મલમ લગાડતો ન હતો પણ જ્યારે જ્યારે જખમમાંના પરૂથી તૃપ્ત થઈને તે કીડાઓ નીચે પડતા હતા ત્યારે હસીને તેમને ફરીથી જખમ ઉપર મૂકતો; અને કહેતો કે આ ક્ષુદ્ર દેહ ઉપર જગતના દરેક કીડાઓ માલિકી ધરાવે છે અને આ વિશાળ વિશ્વ મારૂં છે. આ વિશ્વ મારૂં શરીર છે. હવા અને જમીન મારાં પગરખાં અને પોષાક છે. મને મારો આત્મા સર્વના આત્મારૂપે ભાસે છે તેથી મને

કંઈપણ ઈચ્છા રહેતી નથી. વળી તે કહેતો કે આખું જગત મારામાંજ પરોવાયલું છે અને આ વિશ્વમાં જે કાંઇ છે તે બધુંએ મારૂંજ છે. હું પોતેજ અનેકરૂપે જાતજાતના સ્વાદ અને સુખો લઇ રહ્યો છું. મારા હૃદયમાં કોઈ જાતની ઈચ્છાનું સ્થાનજ નથી.

વેદાન્ત તો એમજ કહે છે કે કર્તા અને કર્તવ્ય; ભોક્તા અને ભોગ્ય બન્નેને જે પોતામાંજ જુએ છે તેજ આ જન્મ મરણના ફેરામાંથી ઉગરી જશે; અને જ્યાં સુધી જગતને પોતાનાથી ભિન્ન દેખશે; ત્યાં સુધી જન્મ મરણ ચાલ્યાંજ કરશે.



(૧૫)

ૐ

## ત્યાગનો પાઠ ભણાવ્યે જતી કુદરતને તમારૂં સર્વસ્વ ઈચ્છાપૂર્વક પાછું આપી દો

આપણું સમસ્ત જીવન આપવા માટેજ સરજાયલું છે, નહિ કે લેવા માટે. આપણી ઉદારતા જો નિયમપૂર્વકની હશે તો તો પરમાત્મપદ, મોક્ષપદ સુદ્ધાં આપણા તરફ ખેંચાઇ આવશે. તમે નહિ આપો સર્વ શક્તિમાન કુદરત તમારી પાસે એક યા બીજી રીતે જબરાઇથી પણ અપાવશે માટે ખુશીથી આપો. વહેલું મોડું પણ તમારે આપવું, છોડવું તો પડશેજ. છૂટતાં પહેલુંજ છોડો. ગમે ત્યારે પણ એક દિવસ ગળચી પકડીને પણ કુદરત છોડાવી દેશે તો પછી ઇચ્છાપૂર્વક કુદરતાનુસાર કામ કરી સુખના ભાગી શા માટે ન થવું ? આ જગતમાં એવો એક પણ મનુષ્ય અત્યાર સુધીમાં થયો કે થવાનો નથી; કે જેને છેવટે પોતાનું સર્વસ્વ આપી દેવાની છોડી દેવાની ફરજ નહિ પડી હોય ? આ નિયમ વિરૂદ્ધ મનુષ્ય જેટલો પ્રયત્ન કરશે તેટલો વધારે દુઃખી થશે. આપણે જે

કાંઈ કુદરત તરફથી લઈએ છીએ કે મેળવીએ છીએ તે બધું પાછું આપવાને માટેજ છે; માટેજ બદલામાં કાંઇ માગશો નહિ. જેમ તમે વધારે આપશો તેમ તમારી પાસે વધારે આવશે. અનાસક્ત બનવું અતિ કઠિન છે પણ તેનું પરિણામ ઘણુંજ ઉત્તમોત્તમ છે. કઠિનતાથી હારી બેસવાનું નથી, એ શક્તિ મેળવવા જતાં આપણા શરીરના ચૂરેચૂરા થઈ જાય તો પણ આપણું હૃદય તો દિવસે દિવસે મજબૂત થતું ચાલવું જોઇએ.

●

(૧૬)

ૐ

## જે પોતાનું સર્વસ્વ ખુશીથી આપી દે છે એજ ખરો દાતાર અને એજ સાચો સ્વામી છે

સંપત્તિ સંબંધી લોકોના વિચાર એવા તો મૂર્ખાઈ ભરેલા થઈ ગયા છે કે સમાજના એક ભાગને છેક નીચોવી નાખી; તેને નિર્ધન બનાવી દઇને મેળવેલા પૈસાનો એકાદ સ્વલ્પ અંશ દાન કરીને પાછો આપવો, એને તેઓ મોટી ઉદારતા કહે છે. એકાદ માણસ પાસેનું પાણી, ધંધા રોજગારની કહેવાતી કળાઓ દ્વારા પડાવી લઇને, પછી તૃષાની પીડાથી મરવા પડેલા મનુષ્યના મ્હોંમાં બે ટીપાં પાણી નાખીને તેની વેદના વધારનારની પેઠે, પોતેજ નીચોવી લીધેલા ગરીબો પ્રત્યે, તેમની ઘણી દુઃખી અવસ્થામાં કીર્તિ કે હોદ્દાની ખાતર થોડા હજાર કે લાખનો તુચ્છ ટુકડો ફેંકી દેવો, એજ જાણે કે મોટું ધર્મકૃત્ય ગણાતું હોય એમજ એ બિચારાઓ સમજે છે. ભાઇઓ! અનીતિએ મેળવેલા ધનનું કરોડોનું દાન, તે એક સ્વાર્થ ત્યાગી અને પ્રભુપ્રેમીના એક પાઈના પણ દાનની તોલે આવશે નહિ. સત્યની ખાતર બધું જતું કરી દેનાર એનેજ ખરો દાતાર કહી શકાય. સંત સાધુ, સ્વામી વિગેરેને

"નિત્યદાતા" ના નામથી સંબોધવામાં આવે છે. તેનું કારણ એજ કે, ખરો સન્યાસી ભિક્ષા માગીને મેળવેલું અન્ન પણ જેને વધારે જરૂર હોય એવા એકાદ માણસને આપી દે છે. આપવાનું કાંઇજ બાકી ન રહે ત્યારે આનંદથી પોતાના દેહને કીડી, મંકોડી, જંતુ, માખીઓ, સર્પ ઇત્યાદિને ચૂસવા દે છે; તેથીજ એને "નિત્યદાતા" (સદા દેનાર) કહેવામાં આવે છે. આ ઉપરથી સમજી શકાય છે કે સત્ય નિયમને ભૂલી જઈ બાહ્ય સંપત્તિ અને મિલ્કત ઉપરથી લોકોનો દરજ્જો નક્કી કરવો, એ પગના જુદા જુદા જોડાઓ ઉપરથી મનુષ્યોના વર્ગ કર્યા જેટલુંજ અસ્વભાવિક છે.

●

(૧૭)

ૐ

## ત્યાગનું રહસ્ય સાચા ત્યાગીના ચરણો ઇશ્વરના શિર પર રહે છે

એવું લખેલું છે કે ભૃગુજીએ વિષ્ણુના વામઅંગને (અર્થાત્ લક્ષ્મીજીને) બહુ જોરથી લાત લગાવી એટલે વિષ્ણુએ ઉઠી ભૃગુજીના ચરણોને પ્રેમાશ્રુથી ધોયા, શિરના કેશ વડે લૂછ્યા અને એવી રીતે પોતાની આંખ, શિર તથા હૃદયમાં સ્થાન આપવા ઉપરાંત તે પ્રભુના ચિહ્નને પ્રમાણપત્ર ગણી; તેને સદાને માટે વક્ષઃસ્થળમાં સ્વીકારી રાખ્યું. અહા! જે બ્રહ્મનિષ્ટ, સાંસારિક સંપત્તિને લાત લગાવે છે તેના ચરણ ઇશ્વરના શિરપર કેમ ન હોય? અને જે કોઇ સાંસારિક સંપત્તિમાં આસક્ત બની ગાઢ નિદ્રામાં સૂએ છે તે સમસ્ત સંસારનો સમ્રાટ કે વિધાતા હોય તો પણ તે ભિખારીની પણ લાતો ખાશે. બસ! આ જ નિયમ છે. આ જ વેદાંતનો વ્યવહારિક શિક્ષણનો નિષ્કર્ષ છે. તેમાં સન્યાસી કે સાધુઓનો ઇજારો નથી. આ પ્રકાશની તો સર્વને આવશ્યકતા છે અને સર્વ

કોઈ આ પરમ જ્યોતિનો લાભ લેવાના અધિકારી છે, આ સૂર્યના પ્રતાપ વિના કોઈની શરદી નહિ શમે. આમાં શ્રદ્ધાથી માની લેવાની તો વાતજ નથી. પૂરેપૂરી રીતે અનુભવવાનું કામ છે. આમાં તર્કવિતર્કને સ્થાનજ નથી. હાથકંકણને અરિસો શા માટે જોઇએ? આ બ્રહ્મવિદ્યાનું અનુભવસિદ્ધ જ્ઞાન ન હોવાથીજ બધા મનુષ્યો દુઃખી થાય છે. નિયમની અજ્ઞાનતા એ કાંઈ ઉપયોગી બહાનું નથી. વૈરાગ્ય અને આત્મજ્ઞાનને ગ્રહણ તો કરો એટલે બીજું બધું આપોઆપ જ આવી રહેશે.



(૧૮)

ૐ

## લેવામાં નહિ પણ ત્યાગ કરવામાં જ સર્વ સુખ સમાયલું છે

ભાગવતમાં એક જગાએ લખ્યું છે કે ત્યાગી શિવની ઉપાસના કરવાથી મનુષ્ય ધનવાન બને છે અને લક્ષ્મીપતિ વિષ્ણુનો ઉપાસક નિર્ધન રહી જાય છે. આમાં શિવની કે વિષ્ણુની મહત્તા કે લઘુતા દર્શાવવાનું પ્રયોજન નથી. શિવ અને વિષ્ણુ વસ્તુતઃ બન્ને એકજ છે; પરન્તુ અભિપ્રાય એ છે કે જે લોકો હૃદયમાં શિવરૂપ ત્યાગ અને વૈરાગ્ય રાખે છે તેમની પાસે ઐશ્વર્ય, ધન અને સૌભાગ્ય સ્વયં આવવા માંડે છે અને જેના હૃદયમાં વિષ્ણુરૂપી લક્ષ્મીની, ધન અને ભોગવિલાસની લગની લાગી છે, તે દારિદ્રયને પાત્ર રહે છે. જગતમાં મહાન ભૂલ તો એજ થાય છે કે લોકો " લેવામાં–ગ્રહણ કરવામાંજ " સુખ માને છે પણ સુખપ્રાપ્તિનું ખરૂં રહસ્ય તેઓ સમજતા નથી કે " લેવામાં નહિ પણ દાન કરવામાં–ત્યાગ કરવામાંજ " સર્વ સુખ સમાયલું છે. ફૂલ જે રંગનો ત્યાગ કરે છે એ રંગજ એની પાસે રહી જાય છે. આ જગતમાં બધાએ રંગો સૂર્યનાજ છે

અને જે ફૂલ સૂર્યના તમામ રંગને શોષી લે તેનો રંગ કાળો બને છે અને જે ફૂલ જે રંગ સૂર્ય તરફ પાછો મોકલે છે તેજ રંગ તે ફૂલમાં જણાય છે. મતલબ કે ફૂલ, પાછા મોકલેલા રંગ-વાળુંજ જણાશે. વળી જે ફૂલ સાતે રંગોમાંના કોઈને પણ ગ્રહણ ન કરતાં, સર્વને સૂર્યની તરફ પાછા ફેંકી દે છે તે ફૂલનો રંગ શ્વેતવર્ણો થાય છે. આ જ પ્રમાણે જે મનુષ્ય તમામ રંગોનો, તમામ દુન્યવી ઈચ્છાઓનો ત્યાગ કરે છે, એનો આત્મા સમસ્ત સંસારનો આત્મા બની જાય છે.



(૧૯)

ૐ

## સાચો સંતોષ એ જ ખરો ત્યાગ છે

સંતોષરૂપી ઐશ્વર્યથી ચક્રવર્તીનું સુખ પણ જુના ખડના તણખલા જેવું લાગે છે. જેનું મન સંતોષ પામેલું હોય છે તે માણસ અત્યંત દરિદ્રી છતાં પણ આધિવ્યાધિઓથી રહિત પરમ સુખને ભોગવે છે. જેમ રાજાની પાસે ચાકર લોકો પોતાની મેળે આવે છે તેમ સંતોષથી પુષ્ટ થયેલા મનવાળા પુરૂષ પાસે મોટી સમૃદ્ધિઓ કિંકર થઇને પોતાની મેળે ચાલી આવે છે. જેમ વર્ષા ઋતુ પ્રાપ્ત થતાંજ તુરત શાંત થઈ જાય છે તેમ સઘળી ચિંતાઓ, આફતો, આપત્તિઓ વગેરે તુરત શાન્ત થઇ જાય છે. આ જગતમાં જે પુરૂષ સંતોષથી શણગારાએલો હોય છે તેને દેવતાઓ અને મોટા મુનીઓ પણ પ્રણામ કરે છે. પ્રભુની ઈચ્છાને પોતાની ઈચ્છા જે માની રહ્યા છે; એવા મહાન આત્માની સેવા કરવા મોટા મોટા દેવો પણ પોતાની જાતને ભાગ્યશાળી માને છે. પ્રાચીન કાળમાં એક સાધુ થઇ ગયો, તે એટલો બધો પવિત્ર અને સંતુષ્ટ હતો કે મનુષ્ય પ્રાણી એવો શુદ્ધ શી રીતે હોઈ શકે? એ જોવાને માટે દેવો

સ્વર્ગમાંથી નીચે ઉતર્યા. બેજ શબ્દોમાં તેની દીનચર્યા કહી શકાશે. "તે દાન કરતો અને ક્ષમા કરતો !" પરંતુ એ શબ્દો તેના મ્હોંમાંથી કદી નીકળતા નહિ. દેવોએ ઈશ્વરને કહ્યું: "પ્રભો ! આને કંઈક સિદ્ધિ આપો," ઈશ્વરે કહ્યું: "ઠીક, એને શું જોઈએ છે, તે પૂછો." આથી દેવોએ સાધુને પૂછ્યું:–"તારા હસ્તસ્પર્શથી રોગીઓના રોગ મટી જાય એવી સિદ્ધિ તારે જોઈએ છે ?" સાધુ બોલ્યો: "ના, ના, એ કાર્ય ઈશ્વરનેજ કરવા દો." દેવોએ ફરી પૂછ્યું: "પાપીઓનો ઉદ્ધાર કરવાની શક્તિ જોઇએ છે ?" સાધુએ જવાબ આપ્યો: "ના, ના, તે તો દેવોનું કામ છે, મારે ભક્તિ કરવી છે." દેવોએ સવાલ કર્યો કે ત્યારે તારી ઇચ્છા શી છે ? સાધુ સ્મિત કરીને બોલ્યો: "મારી ઇચ્છા શી હોય ? મને સર્વ વાતે સંતોષ છે, સુખ છે; ઇશ્વરની મારી ઉપર પૂર્ણ કૃપા રહેવા દો. શું, તેમાં સર્વ આવી જતું નથી ?" દેવોએ આગ્રહ કર્યો કે તારે કાંઈપણ વર માગવોજ જોઈએ ! નહિ તો એકાદ સિદ્ધિ બળાત્કારે પણ તને આપવી પડશે. સાધુ બોલ્યો: "ઠીક છે, હું એટલુંજ માગું છું કે મને માલુમ પડયા વિના મારા હાથથી ઘણાં સત્કૃત્યો થાય." દેવો ગુંચવણમાં પડયા, આખરે એમ ઠર્યું કે તેની છાયા, ન દેખાય એ બાજુએ પડે ત્યારે તેની છાયામાં રોગ મટાડવાની અને દુ:ખનું નિવારણ કરવાની શક્તિ થાય. સાધુ તો હંમેશાં પોતાના નિત્યકર્મમાં સદા મગ્ન–સંતુષ્ટ રહેતો હતો અને સદ્ગુણોનો પ્રસાર કરતો. લોકો તેની શક્તિની વાત તેની પાસે કદી કહાડતા નહિ. લોકો તેનું નામ પણ ભૂલી ગયા અને "પવિત્ર છાયા" એજ એનું નામ પડયું.

બંધુઓ ! જે પુરૂષ સંતોષરૂપી ગંગાના શીતળ નીરમાં નહાતો હોય તેને દાનોનું, તીર્થોનું કે તપોનું કંઇપણ પ્રયોજન નથી. દારિદ્રય, દુ:ખ, મરણ વગેરે વિષયોની ભ્રાન્તિઓ સંતોષરૂપી પરમ-ઔષધથી સંપૂર્ણ રીતે ટળી જાય છે. સંતોષ એજ પરમકલ્યાણરૂપ

છે. જે પુરૂષ અપ્રાપ્ત વસ્તુઓની ઈચ્છા નહિ કરતાં, પ્રાપ્ત વસ્તુઓને પણ અપ્રાપ્ત જેવી લેખનારો, અને તેથી જેને હર્ષશોકની દશા જોવી પડતી ન હોય, એવો હોય તે સંતુષ્ટ કહેવાય છે.

●

(૨૦)

ૐ

## મહાવીર હનુમાન જેવા સાચા ત્યાગી અને નિઃસ્પૃહી ભક્ત બનો

લોકો કહે છે કે ભજનમાં ચિત્ત નથી ચોંટતું. એકાગ્રતા નથી થતી. એકાગ્રતા તે ક્યાંથી થાય? કૃપણ જીવરૂપી વાનર, જગતના પદાર્થો મૂઠીમાંથી તો છોડતો નથી ને પાછો એની એજ મૂઠીમાં રામને પણ લેવા ઇચ્છે છે! રામ એવો ભોળો નથી કે એમ છેતરાય. રામ તો એને મળે છે કે જે હનુમાનની પેઠે હીરાના હારને ફેંકી કહે છે કે "જેમાં રામ નથી એવા આ ઈનામને હું શું કરૂં?"

પ્રભુને ભજતાં ભજતાં નિર્લજ ચિત્ત મકાનમાં, ખાવા પીવામાં માલમતામાં, ને માનાપમાનમાં ભમે છે. મૂર્ખને એટલી પણ સમજ નથી કે એ વસ્તુઓ ચિન્તવન કરવાનીજ નથી. ચિન્તવન યોગ્ય તો રામ એકજ છે. જ્યાંસુધી પદાર્થમાં સત્ય દૃષ્ટિ છે અને એમાં ચિત્ત રમી રહ્યું છે ત્યાંસુધી ગમે તેટલું માથું ફોડશો તોપણ એ પદાર્થો પ્રાપ્ત થવાના નથી; અને કદાપિ પ્રાપ્ત થશે તોપણ સુખદાઈ નહિ નીવડે. જ્યારે યત્નશઃ કે સ્વાભાવિક રીતે એ પદાર્થોમાંથી ચિત્ત ઉપશમ પામે છે અર્થાત્ આત્મરૂપી અગ્નિકુંડમાં એ પદાર્થ પડે છે ત્યારે સ્વયં ઈષ્ટ પદાર્થો હાજર થાય છે. તમારા ચિત્તમાં જો પ્રભુનું મંદિર સ્થાપિત થાય તો પછી એવી કઈ આશા છે કે સ્વતઃજ ફળીભૂત ન થાય?

●

(૨૧)

ૐ

## માગણ! તું કોઇપણ સુખનો અધિકારી નથી

જ્યાંસુધી તમે તમારી ઇચ્છાને તૃપ્ત કરવા માગણની, ભિખારીની દશામાં છો ત્યાં સુધી કોઇપણ વસ્તુ તમને પ્રાપ્ત નથી થવાની. સંસારના ઐહિક પદાર્થો માટે માગણની માફક ઇચ્છાઓ પ્રગટાવવી એ તો પોતાની જાતને ઉચ્ચ સ્થાનમાંથી ભ્રષ્ટ કરવા જેવું અને પોતાને હલકા પાડવા જેવું છે. આ ઉપર એક દૃષ્ટાંત છે કે એક મહાત્માએ એવો અધિકાર પ્રાપ્ત કર્યો હતો કે સમસ્ત સંસારિક પદાર્થો નિત્ય એમની પાસે આવીને એમની સેવા કર્યા કરે. એક દિવસ એવું બન્યું કે એક માણસ એમની પાસે પતાસાંનો એક થાળ લઇ આવ્યો. મહાત્માજીએ લાલચને વશ થઈ તેમાંથી બે પતાસાં માગ્યાં. પેલા માણસે બે પતાસાં તો આપ્યાં પરન્તુ મહાત્માજીને લાલચુ માનીને એ થાળ એમની આગળ ન મૂકી દેતાં થાળ લઇને ચાલતો થયો. ઇચ્છા કરવાથી–માગણની દશામાં આવવાથી આ પ્રમાણે એક સાધારણ મનુષ્યની દૃષ્ટિમાં પણ તેમની મહત્તા રહી નહિ. આ ઉપરથી સમજી શકાય છે કે અધિકારી થયા પછી પણ અધિકારને યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રગટ કરવી, એ પોતાના બધા અધિકારને ખોઈ દેવાની અને પોતાને લાંછન લગાડવાની વાત છે. પ્રભુ પાસે પણ જો માગણની માફક પ્રાર્થનાઓ કર્યા કરશો તો પ્રભુ પણ પોતાનું મ્હોં ફેરવી લેશે. રાંક અને ભિખારી ભાવે જશો તો ધક્કા મારી હાંકી કાઢવામાં આવશે. સુખ પ્રાપ્ત કરવું હોય અને પ્રભુના દરબારમાં જવું હોય તો રાંકડાવેડા છોડી, ભિખારીનો ચીંથરીઓ પોષાક ફેંકી દઈને આત્મશ્રદ્ધાનો, નિઃસ્પૃહતાનો દિવ્ય મૂલ્યવાન પોષાક ધારણ કરીનેજ જવું જોઇએ.



( ૨૨ )

ૐ

## રાજામહારાજા એ બિચારા સૌથી ગરીબ ભિખારી છે

ગરીબ કોણ ? પૈસાનો લોભી તેજ મનુષ્ય ગરીબ છે. જેમ પૈસો વધારે મળતો જાય છે તેમ તેમ લોભ વધતો જાય છે અને તેથી ઉલટા તેઓ વધારેને વધારે ગરીબ બનતા જાય છે. હજાર મળે તો દશ હજારની ઈચ્છા થાય છે અને દશ હજાર પ્રાપ્ત થાય તે અગાઉ લાખની ઇચ્છા થાય છે. એક સાધુ પાસે ત્રાંબા નાણું હતું તે કેટલાંક છોકરાંને આપી દેતો હતો. ઘણા ગરીબ ભિખારીઓ તે લેવાને આવ્યા પણ તેમને ન આપ્યું. છેવટે હાથી ઉપર બેસીને એક રાજા ત્યાંથી જતો હતો એટલે સાધુએ મૂઠો ભરીને ત્રાંબા-નાણું તે રાજા ઉપર ફેંકયું. સાધુનું આ વર્ત્તન જોઈ રાજા અચંબો પામ્યો. સાધુએ કહ્યું: "ગરીબમાં ગરીબ માટે આ પૈસા છે." રાજાએ પૂછયું કે હું ગરીબમાં ગરીબ કેવી રીતે છું ? સાધુ કહે: " હે રાજા ! તારા વૈભવ તથા ધન-દોલતને લઇનેજ તું ગરીબ છે. તું આટલાથી પણ ધરાતો નથી અને એથી પણ અધિક વૈભવ, રાજ્ય વગેરે તારે જોઈએ છે માટે તું ગરીબમાં ગરીબ છે." ધનનો લોભ એજ દુ:ખનું કારણ છે. જે મનુંષ્ય આખો દિવસ મજૂરી કરી પોતાના પેટજોગું પેદા કરી કોઈ મહદ્ વાંચ્છના કે કોઈ ઉપર દ્વેષ કે ઈર્ષા રાખ્યા વગર પોતાનું કામ પ્રમાણિકપણે કરી દિવસ નિર્ગમન કરે છે તેજ ખરો સુખી અને ધનવાન છે. પ્રભુ તરફથી અન્ન નહિ મળે એવો સમય કદી આવવાનો નથી, એવી સાચી શ્રદ્ધા એવા પુરૂષોજ રાખી શકે છે. હે મનુષ્ય ! પ્રભુએ કાંઇ આમ પૈસા એકઠા કરી જીવન એળે કાઢવા નથી આપ્યું. ચિંતા અને ઉપાધિમાંજ પડી રહેવાને માટે કાંઈ આ માનવ-જીવન નથી.



## ( ૨૩ )

ॐ

# પામર ધનવાનો ! તમારી જાત પર જરા દયા ખાઓ !

હે પામર ધનવાનો ! જ્યારે મનુષ્યનો ઘણોખરો ભાગ અન્ન વગર ભૂખે મરે છે ત્યારે તમે યથેચ્છ ઉડાઉપણું, ખુરશી ટેબલો વગેરે નકામો સામાન, અત્તરની શીશીઓ, દાંભિક આદરસત્કાર અને એશઆરામમાં ડુબી ગયા છો, પરન્તુ જરા દયા ખાઓ ! તમારી પોતાની જાતપર જરા દયા લાવો. ક્ષુદ્ર જવાહિર, અધમ સંપત્તિ અને ભભકાથી ભરેલા તમે રોગી છો, યાદ રાખજો કે ગરીબ અને ગરજુ લોકોની પડાવી લીધેલી સંપત્તિથી તમને સૂગ આણનારાં મિષ્ટાનો જ મળવાનાં ! ફિક્કા અને શિષ્ટાચારવાળા ચહેરાઓજ તમને પ્રાપ્ત થવાના ! કૃત્રિમતાની વાસથી ભરાઈ ગયેલી ઓરડી જેવી ભાસતી પેટીઓમાં જ પૂરાવાના ! અને સર્વ પ્રકારના શારીરિક અને માનસિક અસ્વાભાવિક માદક પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલી મનની અસ્વસ્થતામાં જ તમે સદા પડયા રહેવાના ! પોતાની જાતને છચોક ફસાવવા આટલો શ્રમ શા માટે લ્યો છો ? ઉંધે જ માર્ગે વ્યર્થ શ્રમ શા માટે કરો છો ? ધનના સંગ્રહ માટે જીવને જોખમમાં નાખનારી નાસાનાસ શા માટે કરો છો ? માન, કીર્ત્તિનો ખોટો ડોળ ઘાલીને ખાઓચીઆના દેડકાની માફક શું કરવા સડયા કરો છો ? એવા કાલ્પનિક સુખના નામ નીચે તમારા હાથમાંનું ખરૂં સુખ શા માટે છોડી દો છો ? જો જરા પણ બુદ્ધિ હોય તો આ બાબતમાં વિચાર કરવામાં તેનો ઉપયોગ કરો, ભાઇઓ ! ઉપયોગ કરો.



( ૨૪ )

ૐ

## ઇચ્છાઓના ગુલામ ! તારી દશા કેટલી દયાને પાત્ર છે ?

હે જીવ ! તારા પર જે જે દુ:ખ અને આપત્તિઓ આવી પડે છે તે તે બધી તારી ઇચ્છાઓથી જ યોજાયેલી છે. આવી ઇચ્છાઓનું સેવન કરતાં કરતાં તારો સ્વભાવ જ એવો થઇ ગયો છે કે એ ઇચ્છાઓ જ તારૂં જીવન હોય, એમ તને મનાઈ ગયું છે. એ સંબંધનો અભ્યાસ તને એવો તો દૃઢ થઇ ગયો છે કે તેમાંથી છૂટા થવું પણ તને મુશ્કેલ જણાય છે. અને તેમાંથી છૂટાતું હશે કે કેમ તેનો પણ સંશય રહ્યા કરે છે. આ વસ્તુ પ્રાપ્ત થતાં આનંદ થશે, પદવી કે કીર્તિ મળ્યાથી સુખ મળશે. આવી આવી ઇચ્છાઓથી તું સુખની પાછળ દોડી રહ્યો છે; પણ સમય આવતાં તે સર્વે તારા હાથમાંથી લપસી જતી જણાય છે, તોપણ દીવાની આશા તને દોડાવ્યા જ કરે છે. ધુંસરીની બાજુએ એક વેંત દૂર રાખેલું ઘાસ ખાવાને ઘાણીનો બળદ શક્તિવાન થતો નથી પણ તેને જોવાથી અને તે ખાવાની લાલચથી બળદ ખૂબ ઝડપથી ચાલે છે પણ તે કોઈવાર તે ઘાસને પહોંચી શકતો નથી. તેવી જ, હે જીવ ! તારી પણ સ્થિતિ થઈ રહી છે. ઇન્દ્રિયજન્ય સુખોના ગુલામ બની અનંત કાળથી ધન, કીર્ત્તિ, કનક અને કામિની માટે દોડી રહ્યો છે, ચક્કર લગાવી રહ્યો છે પરંતુ તારા સુખની વચ્ચે અંતર તો એનું એજ રહ્યું છે. સુખની પાછળ ઝડપ જેમ જેમ તેં વધારી તેમ તેમ સુખની ગતિ પણ ઉતાવળી થતી ગઈ અને છેવટે તું તો ત્યાંનો ત્યાંજ રહ્યો. તું સુખ પાછળ જેટલી ઝડપથી દોડે છે તેટલા જ જોરથી કુદરત લાત મારી તને પાડી દે છે; પણ "હાર્યો જુગારી બમણું રમે" તે પ્રમાણે તું ગાંડપણમાં આશાના પ્રવાહમાં ખેંચાતો જ જાય છે. અહા ! તારી દશા કેટલી દયાને પાત્ર છે ?



(૨૫)

ૐ

## ઇચ્છાઓને પરિપૂર્ણ કરવી હોય તો ઇચ્છાઓને છોડી દો; ઇચ્છાઓનો ભોગ આપો

બાણ કેમ મારવામાં આવે છે? જ્યાંસુધી ધનુષ્યની દોરી ખેંચી રાખીએ છીએ ત્યાંસુધી તીર આપણા હાથમાંજ રહે છે. જ્યારે તેને છોડી દઇએ છીએ ત્યારે સુસવાટ કરતું જાય છે અને શત્રુનું હૃદય ભેદે છે. તમારામાં દરેક જાતની વાસનાઓ હોય છે અને તે સર્વ તૃપ્ત થાય એવી તમારી ઇચ્છા હોય છે પણ સર્વ વાસનાઓ તૃપ્ત થવાનું મુખ્ય કારણ પ્રથમ સમજી લ્યો. જ્યારે તમે વાસનાને છોડી દેશો ત્યારેજ તે ફળીભૂત થશે. વાસનાને જ્યાંસુધી ખેંચી રાખશો, વાસના માટે ઝંખના કરે જશો, ઝુર્યા કરશો ત્યાં સુધી બીજાના હૃદયમાં પ્રવેશ કરશે નહિ. સુખને શોધવા જતાં સુખનોજ વિનાશ થઇ જશે. પપૈયાની પાણીની શોધજ, ઝંખનાજ તેને પાણીથી વંચિત રાખે છે. આ વર્ષાઋતુના પક્ષી જેવી સ્થિતિ ન થવા દેશો. તમારી ઇચ્છાઓ છોડી દો અને તેને ઓળંગી જાઓ એટલે તમને બમણી શાંતિ, તાત્કાલિક વિશ્રાંતિ અને સર્વ કામનાઓની પૂરતી મળશે. ઇચ્છાઓનો ત્યાગ કરી નિઃસ્પૃહ બનશો ત્યારે તમારી સકળ ઇચ્છાઓ પરિપૂર્ણ થશે, ત્યારેજ તમારા પર માનનો વરસાદ વરસશે, તમારી સકળ કામનાઓ સિદ્ધ થશે અને ત્યારેજ તમારાં તૃષ્ણાનાં પાત્ર તમારી સેવાપૂજા કરશે. વાસનાઓનો ત્યાગ કરો એ કહેવા માત્રથી બનવાનું નથી. કહેવું સહેલું છે પણ કરવું વિકટ છે. છતાં આચરણમાં મૂકયા વિના સિદ્ધિ નથી.



(૨૬)

ॐ

## ઇચ્છાઓનો ભોગ આપવા બંસરીનો ઉપદેશ

આ બંસરી તે કોણ? એ બંસરી તમને માત્ર લક્ષણસૂચક છે. બંસરીએ શું કર્યું કે જેથી તેનાં આટલાં બધાં વખાણ થઈ રહ્યાં છે? કયા ઉત્તમ કર્મે કરીને તેની દિવ્યતા ગવાઈ રહી છે? મહાન મહાન રાજાધિરાજાઓ, અનેક રૂપગુણથી યુક્ત સુંદરીઓ અને આખું જગત કે જે કૃષ્ણને આટલો બધો પૂજ્ય ગણે છે, તે કૃષ્ણના મુખ સુધી આ બંસરી પહોંચી ગઈ તેનું કારણ શું? બંસરીને લોકો તરફથી પ્રશ્ન થતો કે "હે બંસરી! કૃષ્ણ આટલો બધો પ્રેમ કોઈના પર દેખાડતો નથી ને તને આટલું બધું કેમ માન આપે છે"? બંસરીએ કહ્યું: "મારામાં એક ગુણ છે, તે એ કે મારા શરીરમાં જડ વસ્તુ રહી નથી; હું અંતરમાંથી સાફ છું." આ પ્રમાણે તમે પણ જડ જગતની લાલસાઓ દૂર કરી મનને ઇશ્વરને સોંપી દો; જડ શરીર ઉપરનું મમત્વ છોડી દઈ, સર્વ સ્વાર્થી ઇચ્છાઓ, તૃષ્ણાઓ તજી દઇ મન પવિત્ર કરી ઇશ્વરને અર્પણ કરી દો એટલે મારી માફક તમારી અંતર્ બંસરી અનહદ નાદ કરવા માંડશે અને તમે પણ પ્રભુની પ્રેમમૂર્તિ બની જશો."

હે બંધુઓ! જગતના સર્વ પદાર્થો આપણને એજ બોધ આપી રહ્યા છે. જ્યાંસુધી કાંસકીની માફક માથું કરવત નીચે નથી મૂકાવ્યું ત્યાં સુધી પ્રિયાના કેશ આગળ (પ્રભુના શરીર પાસે) પહોંચી શકાતું નથી. જ્યાંસુધી મોતીની પેઠે તારથી વિંધાશો નહિ ત્યાંસુધી પ્રિયાના કાન સુધી પહોંચી શકશો નહિ. (પ્રભુ તમારી વાત કાને ધરશે નહિ.) જ્યાંસુધી સુરમાની પેઠે પત્થર નીચે આપણા અહંભાવનું ચૂર્ણ થયું નથી ત્યાંસુધી પ્રિયાના (પ્રભુના) નેત્ર સુધી પહોંચી શકશો નહિ. ટૂંકમાં એજ કહેવાનું

કે પ્રભુ તો ત્યારેજ દર્શન દેશે કે જ્યારે તમારી સ્વાર્થી સંપત્તિઓનો નાશ થશે.

●

( ૨૭ )

ૐ

## હજારો મહાપુરૂષોએ આત્મભોગ આપ્યા છે ત્યારે જ તેઓ પૂજાય છે.

પ્રત્યેક પુરૂષને પૂજા કરવાની ઈચ્છા થાય છે. પૂજાનો અર્થ પ્રેમ, માન અને સત્કાર એવો થાય છે. સર્વને પ્રેમ મેળવવાની મરજી હોય છે. ખુશામતીઆનાં ટોળેટોળાં આસપાસ વીંટાય એ માણસને ગમે છે. આ સંસારની ભ્રમણાથી વ્યાધિથી સૌ કોઈ થોડું ઘણું પીડાય છે; આ દંભી દેહપ્રીતિ તમારા આત્મદેવની વિસ્મૃતિ કરાવે છે; પણ આવી પૂજાનો ઉપભોગ પણ કિંમત આપ્યા વિના થતો નથી. આ નિયમથી કોઈ બચવા પામ્યું નથી. ખ્રિસ્ત, બુદ્ધ અને કૃષ્ણ જેવા મહાત્માઓની પણ એણે દરકાર કરી નથી. એ સર્વેએ કિંમત આપી છે. એ બધાંએ પહેલાં ત્રાસ ભોગવ્યો છે ત્યારે જ બધું જગત તેમની પૂજા કરે છે. એ મહાત્માઓએ આત્મભોગ આપ્યા છે. જાતિઅભિમાન, મત્સર, ઈર્ષ્યા વગેરે સ્વાર્થી સંપત્તિઓના ભોગ આપ્યા છે ત્યારે જ તેઓને અમરપદ મળ્યું છે અને જગતભરમાં પૂજાય છે. નેપોલીઅન, વૉશીંગટન, ન્યુટન વિગેરેએ બધાઓએ કિંમત આપી છે. ન્યુટનનું જીવનચરિત્ર તપાસશો તો જણાશે કે એ ઘણીવાર ખાવું ભૂલી જતો હતો. એ નિયમને કોઈ વ્યક્તિની પરવા નથી. ત્યાં અપવાદ તો છેજ નહિ. જગતના લોકોને તો પહેલાં વસ્તુ જોઈએ છે અને કિંમત આપતાં જીવ નથી ચાલતો, પણ યાદ રાખજો કે કિંમત તો આપવી જ પડશે. આ નિયમ અચળ, અપરિહાર્ય અને વાસ્તવિક છે.



(૨૮)

ૐ

## સાચો ભોગ અને સાચું બલિદાન તે કયું ?

જો ઈશ્વર કે સત્યમાં વિશ્વાસ ન હોય તો પ્રાણીને મનુષ્યજ કેમ કહી શકાય ? જ્યારે વિપત્તિ આવી પડે છે ત્યારે બલીદાન આપવાની આવશ્યકતા પડે છે. બિચારાં પશુને (બકરાંને) કાપીને અગ્નિમાં હોમી દીધાં એટલે બલીદાન અપાઈ ચૂક્યું એવી આફતો લાવનારી માન્યતા છે; પરંતુ શું આનું નામ બલીદાન છે ? નહિ, નહિ ભાઈ ! સાચું બલીદાન તો ઝાડ, પાન, પશુ, પક્ષી, માનવ વગેરેમાં પરમાત્માની લાવણ્યમયી મૂર્તિ જણાય અને તે સત્યરૂપી પરમાત્માના સમર્પણમાં આ સંસારના ભોગો અને ઇન્દ્રિયોની કામનાઓનું નામનિશાન પણ ન રહે. હરિણના નેત્રોમાં ભક્ત શિરોમણિ તુલસીદાસજીને પરમાત્મા જણાયો. પ્રસંગ એવો બન્યો કે એક મનુષ્ય હરિણનો વધ કરવા તૈયાર થઈ રહ્યો હતો, તેના પર તુલસીદાસજીની દૃષ્ટિ પડી. એ જોતાં જ એ સત્પુરૂષનું હૃદય દ્રવી ઉઠ્યું અને ટપકતા આંસુએ તે મનુષ્યને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સાધુના આવા વિલક્ષણ વર્તનથી આશ્ચર્ય પામીને એ મનુષ્ય બોલ્યોઃ– "બાવાજી, આ શું ? આનો કંઈ અર્થ ?" તુલસીદાસજીએ જવાબ દીધોઃ "ભલા આદમી, કૃપા કરીને આ હરિણના પ્રાણ ના લઈશ. એ હરિણના નેત્રમાં મને પરમાત્માની મૂર્તિ દેખાય છે. તારે જોઈએ તો, મારા આ દેહનો વધ કર. ઈશ્વરને સંતુષ્ટ કરવા માટે આ દેહનો યજ્ઞ કર. આ દેહનો બલી દે પરંતુ કૃપા કરીને આ હરિણનો મારા પરમેશ્વરનો વધ ન કરીશ." ભાઈઓ ! સાચું બલીદાન તે આનું નામ ! બિચારાં નિર્દોષ પશુ પક્ષીઓનાં બલીદાન આપી ઇશ્વરને સંતુષ્ટ કરવાની માન્યતા, પરિણામે મહાન આપત્તિઓ અને આફતો જ ઉભી કરશે. યાદ રાખો કે જાતિભોગ આપ્યા સિવાય પ્રભુકૃપા થવી અસંભવિત છે.



( ૨૯ )

ૐ

# આત્મભોગ આપનારની જ જગતમાં જીત થાય છે

ઇતિહાસ આ વાતની શાક્ષી પૂરે છે કે સૈકાઓ સુધી જેનો અંત નથી આવતો એવાં મેંઢાં અને વરૂ વચ્ચેના યુદ્ધમાં છેવટે વિજય થશે તો શાંતપ્રિય અને પ્રાણની આહુતિ આપનાર મેંઢાઓનોજ થશે. વિચાર કરતાં જણાય છે કે વરૂઓની જાતિ લોપ થતી જાય છે; ત્યારે મેંઢાની કેટલી વિપુલતા છે ? એક દિવસ એવો હતો કે ગ્રીકોના સૈન્યની દોડાદોડીથી પૃથ્વી ધ્રુજી રહી હતી પણ આજે ફીલીપ્સ અને સિકંદરના દેશની માત્ર વાતોજ રહી ગઈ છે. એક એવો દિવસ હતો કે જ્યારે રોમન સામ્રાજ્યનો ગરૂડધ્વજ પૃથ્વી તટપર ફરકતો હતો ત્યારે આજે સીઝરોનાં સિંહાસનો ઉપર કરોળીઆ જાળ ગુંથી રહ્યા છે ! પારસી સામ્રાજ્યોની પણ એવીજ દુદર્શા થઈ છે. મોગલોનો પ્રકાશિત ચંદ્ર પણ ચાર દિવસનું ચાંદરણું બતાવી નિસ્તેજ બની ગયો ! અને તે ઉપરાંત કેટલાએ શક્તિશાળી સામ્રાજ્યો સાગરના તરંગોની પેઠે ઉદ્દભવ્યાં અને અસ્ત થઈ ગયાં; પરંતુ જે જાતિ ગ્રીકોનાં પ્રકાશનું ફળ હતી, રોમન સામ્રાજ્યનો પાયો પણ નંખાયો ન હતો તે સમયે તે જાતિ અસ્તિત્વ ધરાવતી હતી, જે જાતિનું મૂળ શોધવા જતાં ઈતિહાસની પણ આંખો ફાટી જાય છે, તે હિંદુ જાતિ આજે પણ પોતાના દેશમાં વીસ કરોડની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે અને હજુએ ફેલાતી જાય છે. કારણ ? કારણ એટલુંજ કે તેમનું પ્રત્યેક વાક્ય " **ओम्** ૐ આનંદ" થી શરુ થાય છે, અને 'શાન્તિ' 'શાન્તિ' 'શાન્તિ' થી પૂર્ણ થાય છે. કારણ એટલુંજ કે વિગ્રહ અને કલહના સ્થાને વૈરાગ્ય અને ત્યાગ તેમનાં શસ્ત્ર છે; કારણ એટલુંજ કે અન્ય દેશો ઉપર વિજય મેળવવાને ઠેકાણે પોતાના પડ ઉપર વિજય મેળવવો

એજ તેમનો આદર્શ છે. ઈશ્વરી કૃપા એ જાતિના શિરે છે. માત્ર આ જાતિજ એવી છે કે ઈસ્લામના અનુયાયીઓને મસ્જિદો બનાવવા માટે ફાળો ભરી આપે છે, અને ખ્રિસ્તીઓને દેવળ બનાવવા સહાયતા કરે છે.

(૩૦)

ૐ

## આત્મભોગ આપે જાઓ, એટલે આત્માની અનંતતાનો અનુભવ થશે

રામ તમને એવું જ્ઞાન આપે છે કે જે તમને કર્મની અનંત શક્તિમાં ફેરવી નાખશે. આ વિષય કઠીન છે તોપણ સરળ કરવા પ્રયાસ કરશું. એક ખસખસનો દાણો અથવા રાઇનો દાણો અથવા તમારી મરજીમાં આવે તેવું કોઈ પણ બીજ લો અને આ બીજને જમીનમાં વાવો. ઘણા જ થોડા વખતમાં એક સુંદર છોડ તૈયાર થશે અને અમુક સમયે તે એક મૂળ બીજ, તે આપણને પાછાં હજારો બીજાં બીજ આપશે. આપણને મળેલાં હજારો બીયાં પાછાં વાવી દો અને તેમાંથી આપણને તેજ જાતનાં લાખો બીયાં મળશે. વળી પાછાં લાખો વાવો તેમાંથી કરોડો બીયાં નીકળશે–વળી તે વાવો એટલે અસંખ્ય બીયાં મળશે. આ શો ચમત્કાર? આપણે શરૂઆત કરી હતી તે મૂળ બીજ હવે ક્યાં છે? તે તો નાશ થઈ ગયું. હતું ન હતું થઇ ગયું. પણ તે બીજમાંથી અસંખ્યાત–અનંતાં બીજો આપણે પ્રાપ્ત કર્યાં છે. મૂળ બીજ કે જેમાંથી આપણે આરંભ કર્યો તેની અંદર કેવું અપરિમિત–અનંત સામર્થ્ય? કેવી અપરિમિત અનુદ્‌ભૂત (ઉત્પન્ન નહિ થએલી) શક્તિ ગૂઢપણે તિરોભાવ પામીને રહેલી હતી? આ ઉપરથી હવે આપણે સમજીએ છીએ કે બીજની અંદર રહેલું અનંત સામર્થ્ય એ અવિકારી છે, એ અવિનાશી છે, એ કદીએ નાશ પામતું નથી.

આ પ્રમાણે બીજનો આત્મા તે કદીએ ક્ષીણ થતો નથી કે વૃદ્ધિ પામતો નથી કે જેની અંદર ખરી અનંતતા હું કહું છું, તે કદીએ નાશ પામતી નથી. તે કાલે, આજે અને હંમેશાં તેનો તેજ રહે છે. તેનું સ્વરૂપ તેનું તેજ છે. તે અપરિમિત છે, તે અનંત છે, આકૃતિના, શરીરના નાશની સાથે તે અનંતતાનો નાશ થતો નથી. તે અવિનાશી છે, અવિકારી છે, તેની અંદર વૃદ્ધિ કે ક્ષય કંઇ પણ થતું નથી.

●

(૩૧)

ૐ

## ઉઠો ! જાગૃત થાઓ ! તમારી અનંત સત્તા અનુભવો

ઓ રાજાધિરાજ ! સર્વ શરીરોમાં કેન્દ્રસ્થ મુજ આત્મદેવ ! સચ્ચિદાનંદ સમ્રાટ ! અનંત સત્તાધિશ ! આશિર્વાદાત્મક તત્વરૂપ ! ઓ પ્રિયતમ ! અજ્ઞાનના આવરણરૂપી સ્વપ્નમાં દાસત્વ ન સ્વીકારો, જે વસ્તુઓ ધુમ્મસ અથવા ઝાકળની પેઠે ઉડી જનારી છે તેના પર શ્રદ્ધા ન રાખો. હે ભાન ભૂલેલા સર્વમય આત્મા ! હે વિશ્વ સાથે તાદાત્મ્ય ધરાવનારા આત્મા ! તું તો વિદેહી ઇશ્વર છે. તું તો પ્રત્યેક વસ્તુનો-સર્વ વસ્તુનો આધાર છે. તું તો પ્રણવ સ્વરૂપ છો.

ઉઠો ! જાગૃત થાઓ ! અને તમારી પરમ-સત્તા અનુભવો !! તમે ઈશ્વર છો, તમે ઈશ્વર છો, અન્ય કાંઇ નથી "તે અને હું એકજ છીએ." કેવો શાંતિદાયક વિચાર ! કેવો સુંદર સુખકર આદર્શ ! તે વિચાર સર્વ દુઃખ દૂર કરે છે. આપણા સંસારભાર હલકા કરે છે. ભાઈઓ ! આત્મ-કેન્દ્રનું વિસ્મરણ કરી બહાર ભ્રમણ ન કરો. આત્મનેજ કેન્દ્ર બનાવો. સર્વોત્તમ એવો જે આત્મા તેમાંજ શ્રદ્ધા રાખો.

●

( ૩૨ )

ૐ

## આત્મબળ જાગૃત થશે ત્યારે બધાએ દેવતાઓ તમારી સેવા કરશે

તેત્રીસ કરોડ દેવતાઓ તો શું પણ તેત્રીસ લાખ કરોડ દેવતાઓની ઉપાસના કર્યા કરો પરન્તુ જ્યાં સુધી તમારા પોતાનામાં આત્મિકબળ નહિ ઉછળે ત્યાંસુધી જરાએ કલ્યાણ નહિ થાય. જ્યારે તમારૂં આત્મબળ જાગૃત થશે ત્યારે એ બધાએ દેવતાઓ તમારી સેવા માટે તમારી પાસે હાથ જોડીને ઉભા રહેશે. અત્યારે તો તમે એમની સેવા કરો છો પણ પછી તે તમારી સેવા કરશે.

આત્મબળનું સામર્થ્ય એવું છે છતાં " એ મારા નસીબમાં નથી; " " ઈશ્વરની મરજી; " " આજકાલ ગુરૂ જ મળતા નથી; " " સુસંગત મળતી નથી; " " દુનિયા બડી ખરાબ છે; " ઈત્યાદિ ઉદ્દગારો આપણોજ પ્રમાદ દર્શાવે છે. દુર્બળ મનને આત્મલાભ કદી પણ થતો નથી.

" બૈઠે હૈ તેરે દરપે તો કુછ કરકે ઉઠેંગે;
યા વસ્લ ભી હો જાયગા યા મરકે ઉઠેંગે. "

એ અંતઃકરણ શા કામનું કે જેમાં આત્મબળ અને આત્મવિશ્વાસ ન હોય ? ખરો સાર જ એ છે કે અજરઅમર આત્મદેવમાં વિશ્વાસ હોવો એનું નામ ધર્મ અને વિશ્વાસ છે.

●

( ૩૩ )

ૐ

## તમે તમારા આત્મા તરફ પાછા વળશો ત્યારે કાળ પણ કિંકર થઈને રહેશે

હિંદુ શાસ્ત્રનું સાચું શિક્ષણ કર્મકાંડના રૂપને અવિનાશી બનાવવા માટે નથી પરંતુ અવિનાશી આત્માને પ્રત્યેક રૂપમાં અને

પ્રત્યેક કર્મમાં, પ્રત્યેક ઋતુમાં અને પ્રત્યેક યુગમાં અનુભવવા માટે છે; માટે હવે નકામા રાગદ્વેષ છોડો. જો રાત હોય તો રાત્રી સાથે લડો નહિ પરંતુ તેજ રાત્રીમાં દિપક પ્રગટાવો, અમાવાસ્યાને દિવાળીની રાત્રી બનાવી દો, સંસારને દિપ્તિમાન કરી દો. દિવસ ઉગ્યો એટલે રાત પણ પડવાની તો ખરીજ અને કહો તો ખરા કે રાત્રી કઇ વાતે દિવસ કરતાં ભૂંડી છે? દિવસમાં જો એક પ્રકારની ઉત્તમતા છે તો રાત્રીમાં બીજા પ્રકારનું સુખ છે. હા, તેનો લાભ લેતાં આવડવું જોઇએ. કલિયુગ જો ખરાબ છે તો માત્ર તેનેજ માટે કે જે તેને બ્રહ્મ જોવાનું દ્વાર નથી બનાવતો. જ્યારે તમે તમારા અંતરાત્મા સાથે બગાડો છો ત્યારેજ કાળ તમારી સાથે બગાડે છે. તમે એ અંતર્યામી તરફ વળશો ત્યારે જગતરૂપી સંગ્રહસ્થાનમાં એક અણુની પણ શું શક્તિ છે કે તમને વિઘ્નકર્તા થાય! દીલની દગાબાજી છોડીને સીધા બનશો તો ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળ સરળ બની જશે.

●

(૩૪)

ૐ

## એવી કઇ ગાંઠ છે કે આત્મબળથી છૂટી ન શકે?

મનુષ્ય હિંમતથી ઉદ્યોગ કરે તો શું થઇ નથી શકતું? નાનો સરખો કીડો પણ પત્થરમાં ઘર કરે છે તો પ્રેમસ્વરૂપ ઇશ્વરના મનમાં મનુષ્ય કેમ વાસ ન કરી શકે? આત્મશ્રદ્ધા, આત્મકૃપા અને પૂર્ણભાવના એવી વસ્તુ છે કે તેના બળથી ઇશ્વર સાતમા તો શું પણ ચૌદમા આસમાનમાં હોય કે તેની પણ પેલી મેર ગમે ત્યાં હોય, તોપણ ત્યાંથી ખેંચી લાવી શકાય છે. હે મનુષ્ય! એવી કઈ ગાંઠ છે, કે આત્મબળથી છૂટી ન શકે? તારામાં કંઇક એવું ઐશ્વર્ય અને અપરંપાર સામર્થ્ય છુપાયેલું

છે, કે તે યોગ્ય રીતે પ્રગટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પણ પ્રસન્ન કરી શકાય છે. તું પ્રથમ વિકાસને તો પામ? તારી તારા પ્રત્યેની આ ફરજ અદા કરવાથી બીજી સર્વ ફરજો એની મેળે જ અદા થઈ જશે; અને ક્ષુદ્ર જંતુથી લઈને આકાશમાં ઉડતાં પ્રાણીઓ સુધી સર્વ ખુશી થઈ જશે. તું આનંદ છે. તું પૂર્ણ છે, તું સુખની ખાણ છે, તો પછી સુખી થવાને માટે તું વિષયોનો બોજો ફોકટ શા માટે તારી જાત ઉપર લાદે છે?

●

( ૩૫ )

ૐ

## આત્માગ્નિના ચરણોમાં જગતરૂપી ઑક્સીજન ખેંચાઈ આવવો જ જોઈએ

જે પોતાને મદદ કરવા તૈયાર છે તેને મદદ કરવાને ઈશ્વર સદા તૈયાર છે. અંગ્રેજીમાં એક કહેવત છે, કે પ્રથમ લાયક થાઓ; અને પછી ઇચ્છા કરો. (First deserve & then desire) પરંતુ રામ કહે છે કે તમે ફક્ત લાયકજ બનો એટલે ઇચ્છા નહિ કરો તોપણ તમારે યોગ્ય બધુંજ તમને પ્રાપ્ત થશે. જો અહીંયાં અગ્નિ સળગતો હોય તો ઑક્સીજન વાયુ ત્યાં ખેંચાઈ આવવો જ જોઇએ. ભીંતમાં ચણવા યોગ્ય પત્થર રસ્તામાં રઝળતા શી રીતે પડી રહી શકે? જો તમે અધિકારી થાઓ તો તમારી કદર જરૂરજ થાય. જગ્યા શોધવામાં ફોકટ વખત ન ગુમાવતાં તે જગ્યાને લાયક થવાનીજ ચિંતા રાખો. પ્રથમ પગમાં ફોલ્લો તો થવા દો એટલે કાંટો એની મેળેજ બહાર નીકળીને તેને ફોડી નાખશે. તું શા માટે આકાશ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ અને તારા વગેરે ઉપર આટલો બધો મોહી પડયો છે? તું પ્રથમ લાયક બની જા. તેમને સો વખત ગરજ હશે તો તારા હાથ ધોઇધોઇને પીશે.

●

(૩૬)

ૐ

# તમારૂં સુખ તમારા આત્મામાંજ છે માટે અંતરમાં જ તેની ખોજ કરો

પ્રાણોના પ્રાણ અને જીવોના જીવ એવા એક આત્મદેવમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય તો સમગ્ર પાપોનો બેડો ક્ષણ માત્રમાં તૂટી જાય. જો દેશમાં એક આવો નર પેદા થાય તો દેશ પ્રફુલ્લિત થઈ જાય. શું આ અમૃતની કોઈને જરૂર નથી? આ અમૃતની શોધમાં તો જીવ માર્યોમાર્યો ફરે છે, પરંતુ ખરૂં સુખ કયાં છે? તેનું ભાન ન હોવાથી તેની શોધમાં ને શોધમાં ભટકયાજ કરે છે. હે હિંદુઓ! મુસલમાનો! અને સર્વ સંપ્રદાયવાળાઓ! જેની શોધમાં આટલા માર્યા ફરો છો તે તો તમારી પોતાની અંદરજ છે; માટે ત્યાંજ–તમારા અંતરમાં જ તેની ખોજ કરો. સુખના પડછાયાને સુખનું ખરૂં સ્વરૂપ ન સમજો, એ પડછાયાને પકડવા જતાં તો તમે તમારી જાતને જ ગુમાવશો. હે આત્મબંધુઓ! જો તમે એમ માનતા હો કે બુદ્ધ, કૃષ્ણ કે કોઈ પણ એવા બીજા મહાત્માને લઇને તમારો ઉદ્ધાર થાય છે; તો તમે યાદ રાખો કે તમારા ઉદ્ધારનું ખરૂં કારણ કોઈ પણ મહાત્મા નથી પરંતુ તમારો પોતાનોજ આત્મા છે. વળી જો એમ ધારતા હો કે ગુરુકૃપા વિના તમારો ઉદ્ધાર નથી તો યાદ રાખો કે પ્રથમ આત્મકૃપા મેળવ્યા સિવાય ગુરુકૃપા થતીજ નથી. દાખલા તરીકે એક વિદ્યાર્થી નિશાળે જાય છે પરંતુ પોતાનું કર્તવ્ય બરાબર સમજતો નથી તો તેના ઉપર ગુરુકૃપા કદી થતી નથી; પરંતુ તેજ છોકરો પોતાના પાઠ બરાબર તૈયાર કરે તો ગુરુકૃપા એની મેળેજ એના ઉપર થશે અને ગુરુકૃપા થતાં ઈશ્વરકૃપા પણ એની મેળે થશે. એજ પ્રમાણે તમારા ઉદ્ધારનું ખરૂં કારણ તમારો પોતાનો જ આત્મા

છે, માટે તમારૂં ગુરુત્વાકર્ષણનું મધ્યબિંદુ તમારી બહાર ફેંકશો નહિ. જે ક્ષણે તમારા દિવ્ય સ્વરૂપમાં નિષ્ઠા પામશો તે જ ક્ષણે જીવનશકિત તમારામાંથી વહેવા માંડશે.



( ૩૭ )

ૐ

# આત્માને ઓળખો એટલે અખિલ વિશ્વ તમારૂં થઈને રહેશે

જેણે પોતાના આત્માને ઓળખ્યો છે તેને આ જગતમાંની બીજી કઈ ઇચ્છા રહી હોય? સાત સાત બાદશાહીના ભંડાર કે જગતમાંની બીજી કોઈપણ વસ્તુ તેનું મન ડોલાવી શકતી નથી. અહા! શું સુખ અને પરમ આનંદ! તેનું વર્ણન જ થઈ શકે તેમ નથી–શબ્દો કહેવાને પૂરતી ભાષા પણ નથી. તે પરમ આનંદ તમે પોતે જ છો! અને તે તમારો આત્મા જ છે. પોતાના આત્માને ઓળખો પછી કોઈપણ વાતની ઇચ્છા રહેશે નહિ. આખું વિશ્વ તમારૂં પોતાનું થઈને રહેશે. સાંસારિક મૃગજળની ખાતર મનુષ્યો આ પરમ સુખને છોડી દેવામાં મોટી ભૂલ કરે છે. એક દમડી ખાતર લોકો પોતાનો જન્મહક વેચી દે છે. જુડાસ ઇસ્કેરીઓટે વીસ રૂપિયા જેટલી કિંમતે મહાત્મા ક્રાઈસ્ટને વેચી દીધો હતો તેમ તમારા પોતાના આત્મા રૂપી ક્રાઈસ્ટને તમે વેચી દેતા નહિ. આ જગતની નાશવંત વસ્તુઓ માટે તમારૂં શાશ્વત સુખ ધૂળધાણી કરશો નહિ. તમારામાં મહાન અમૃતનો સાગર ભરેલો છે. સર્વ સુખ તમારા અંતઃકરણમાં ભરેલું છે માટે અંતઃકરણમાંજ તેને શોધો અને અનુભવો, એ સુખ તે કાંઈ તમારા શરીર, મન કે બુદ્ધિમાં નથી. એ તમારી ઇચ્છાઓ કે

ઈચ્છિત વસ્તુઓમાં નથી. તમે પોતેજ આ જગતમાં અનેક રૂપે તમને પોતાને દેખાઓ છો. સ્મિત કરતું ગુલાબનું ફૂલ કે આકાશમાં ચળક ચળક કરતા તારા એ સર્વ તમારાં પોતાનાંજ રૂપો છે. તો પછી જગતમાં એવું શું છે કે જેની ઈચ્છા રહે? આપણું કર્તવ્ય–આપણે આપણી જાતને–આત્માને ઓળખી લેવો એ જ છે.

●

( ૩૮ )

ૐ

## શું તમને તમારા સર્વશક્તિમાન આત્મા વિષે શંકા છે?

સ્વાત્મનિષ્ટ મનુષ્યને આખા જગતે એક બાજુ થઈને માર્ગ આપવોજ જોઈએ. જગતના પ્રભુ થાઓ–નહિ તો જગત તમારી પર જ પ્રભુત્વ જમાવી દેશે. શું તમને તમારી પોતાની બ્રહ્માત્મા વિષે શંકા છે? આ વિષે હૃદયમાં સંશયને જગ્યા આપવા કરતાં તેમાં બંદુકની ગોળીને જગ્યા આપવી બેહતર છે. તમારૂં અંતઃકરણ તમોને દગો દે છે કેમ? તેને ખેંચી કાઢો અને ફેંકી દો. ઉલ્લસિત હૃદયથી સત્યસાગરમાં પ્રવેશ કરો. ગભરાઓ છો શા માટે? તમારો દિવ્યાત્મા તો સર્વશક્તિમાન છે. એ જ્યારે પ્રકાશવા માંડશે ત્યારે તો સર્વ પરિસ્થિતિ પોતાની મેળેજ પોતાનું કાર્ય કરવા લાગશે અને સર્વ વસ્તુઓ આનંદિત અને સુવ્યવસ્થિત થશે. તમે તમારા આત્માના વૈભવ અને ઐશ્વર્યથી વિલસિત રહો એટલે દેવ અને યક્ષ કિન્નરાદિને કંગાલ ગુલામ બની તમારી સેવામાં હાજર થયા વિના છૂટકોજ નથી. તમે તમારા પ્રભાવમાં સ્થિર થઈને જુઓ તો ખરા? જગત એની મેળેજ તમારી તરફ દોડતું આવશે.

●

( ૩૯ )

ૐ

## તમે તમારા આત્મા ઉપર નિર્ભર રહો એટલે સમય અને દેહના સ્વામી તમે જ છો

જો કોઇ એક શબ્દમાં જ મારૂં તત્ત્વજ્ઞાન કહેવાનું કહે તો હું એમજ કહીશ કે “ સ્વાવલંબન ”–આત્માનું જ્ઞાન. ખરેખર, તમારા આત્મા ઉપર નિર્ભર રહો એટલે તમે બધુંએ કરી શકશો. તમારી સામે કશુંએ અસંભવિત નહિ રહે. સિંહ વનરાજ કહેવાય છે, એ પોતાની જાત ઉપર નિર્ભર રહે છે અને એ હંમેશાં સ્વસ્થ રહે છે, તેથી બધી મુશીબતો ઉપર વિજયી નીવડે છે. હાથી પોતાના સામર્થ્ય ઉપર વિશ્વાસ નથી રાખી શકતો અને પોતાની જાતને તે નિર્બળ માને છે તેથી હંમેશાં ભયભીત રહે છે. હાથી ધારે તો એક જ હાથી વીસ સિંહને પોતાના પગ તળે છૂંદી નાખે તેવો હોય છે, પણ પોતાની જાતને નિર્બળ માની લીધાથીજ નિર્બળ રહેવું પડે છે. હે મનુષ્ય ! જરા નિજસ્વરૂપમાં પ્રવિષ્ટ થઇને તો જો ! ભય કેવો ? આપત્તિનું શું કામ ? અને સંકટનું નામ પણ શા માટે ? જેના ભયથી વાયુ વાય છે, જેના ભયથી સૂર્યોદય થાય છે, જેના ભયથી યમદેવ માર્યામાર્યા ફરે છે તેજ બ્રહ્મ, તારૂં નિજ સ્વરુપ છે. પર્વત જેવડું મોતી (તમારૂં નિજસ્વરુપ) ગુમાવી બેઠા છો એ નથી જોઈ શકતા એ કેવું આશ્ચર્ય ? આત્મવસ્તુને એકવાર શોધી કાઢો અને તેના ઉપર નિર્ભર રહો એટલે પછી સમય અને દેશના સ્વામી તમેજ છો.



( ૪૦ )

ૐ

## બાળકના વિજયનું રહસ્ય એજ છે કે તેને સ્હેજે સ્હેજે પોતાના આત્માની શ્રદ્ધા રહે છે

વેદાંત તમને એ શીખવે છે કે તમારૂં સુખ તમારા પોતાનાજ હાથમાં છે. તે તમારી પોતાનીજ કૃતિ છે અને એ પ્રાપ્ત કરવું તે તમારૂંજ કર્તવ્ય છે. તમારા દુઃખના ભાર હલકા ન થાય તો તેને લાત મારીને દૂર ફેંકી દો. પણ જ્યારે તમે તે વેદાંતને આચારમાં મૂકશો ત્યારેજ એની ખૂબીઓનો અનુભવ કરતાં શીખશો.

બાળકોની અંદર રહેલી શક્તિમાં વેદાંતનું રહસ્ય જણાઈ આવે છે. બાળકને આનંદમાં રાખવા માટે ભલી માતાઓ અને પિતાઓ એ બધાં જાણે બાળકનાં શિષ્યજ બને છે. તે બાળક તેમના ખંધોલે સ્વાર થાય છે અને કોઈથી પણ બીતું નથી. તેને પોતાની અંદર વિશ્વાસ છે માટે તેની ઈચ્છા પાર પડવીજ જોઈએ. તે તેની દુર્બળતામાં પણ બળવાન છે. તેને પોતાની અંદર પૂર્ણ શ્રદ્ધા હોવાથી તે કદી નમ્યું આપતું નથી. વૃદ્ધ માબાપ આ સ્વેચ્છાચારી બાળકના હિતના અર્થે પોતાની માલમિલ્કત વગેરે સર્વનો ભોગ આપી દે છે. બાળકની અંદર રહેલી શક્તિનું રહસ્ય એજ વેદાંત છે—તેને મન દુનિયા એ દુનિયા નથી. તેને પરમાનંદ અને સર્વશક્તિ સિવાય બીજું કશુંએ નથી. બાળકના વિજયનું રહસ્ય તે આ જ છે.

●

( ૪૧ )

ૐ

## આત્મશ્રદ્ધા અને તેનું અગાધ બળ

તમારા પોતાના અજરઅમર આત્મદેવમાં વિશ્વાસ રાખવો એનુંજ નામ "શ્રદ્ધા" છે. શ્રદ્ધાનું બળ અને તેની મહત્તા કેટલી

છે એ વિષે ઈસુખ્રિસ્તે એક ઠેકાણે કહ્યું છે કે "જો તમારામાં રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હશે અને તમે પર્વતને કૂદીને સમુદ્રમાં પડવાની આજ્ઞા કરશો તો પર્વત તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કદી કરી શકશે નહિ તેને તે આજ્ઞા પાળવી પડશે." ઈસુના આ શબ્દો ઉપર ધ્યાન આપો. વળી આત્મબળ ઉપરની શ્રદ્ધાના સંબંધમાં હિંદુ પુરાણમાં એક કલ્પિત કથા છે કે જેનું રહસ્ય સમજવા જેવું છે. વાત એવી છે કે ટીટોડીનાં ઇંડાં સમુદ્ર લઈ ગયો હતો, તેથી ટીટોડીએ તે સમુદ્રનો નાશ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. આમ વિચાર કરી એ પક્ષીઓએ સમુદ્રનું પાણી ચાંચમાં ભરીભરીને ઉલેચવા માંડ્યું અને વિપત્તિકાળમાં પણ પોતાના ઉત્સાહનો ભંગ ન પડવા દીધો. એટલામાં ફરતા ફરતા એક ઋષિ ત્યાં આવી ચઢયા. પક્ષીઓનું આવું મૂર્ખતાભરેલું સાહસ જોઈને કહ્યું કે "આ શું કરો છો? શું, આવડો મોટો સમુદ્ર તમારાથી ખાલી થઈ શકશે? ખાલી મૂર્ખતા છોડી દો" આવું સાંભળતાં જ ટીટોડીએ મહાત્માને જવાબ દીધો કે: 'મહારાજ! આપ દેવર્ષિ થઈને આવો નાસ્તિકતાનો ઉપદેશ અમને કેમ આપો છે? આપ અમારા શરીરને જ કેમ જુઓ છો? અમારા આત્મબળને તો જુઓ!' ટીટોડીનો આવો જવાબ સાંભળી ઋષિ મહારાજને ભાન આવ્યું અને સમુદ્રની ઉપર ક્રોધ કરીને બોલ્યા:—"ઓ સમુદ્ર! આ ટીટોડીનાં ઇંડાં શા માટે તાણી ગયો?" આટલું કહેતાં જ સમુદ્રે તરત જ ટીટોડીનાં ઇંડાં બહાર કાઢી આપ્યાં અને બોલ્યો કે 'મહારાજ! ક્ષમા કરજો. હું તો અમસ્તો વિનોદ કરતો હતો.' આ કલ્પિત વાર્તાનો સાર એ જ છે કે અજરઅમર આત્મદેવમાં વિશ્વાસ રાખવો એનુંજ નામ ધર્મ, શ્રદ્ધા અને ઈમાન છે.

●

( ૪૨ )

ૐ

## રડતી અને શંકાવાળી શ્રદ્ધા હશે તો બધુંએ પાણીમાં જશે

તમારી શ્રદ્ધામાં લેશ માત્ર પણ શંકા હશે તો પાણીમાં જશે. સૂકી, નિર્બળ, ઢીલી અને રોતી શ્રદ્ધા હશે તો તે કશાએ કામની નથી. એક વખત કોઈ એક પંડિત પુરાણ કથા વાંચતા હતા. કેટલીક ગોવાળણીઓ તે વખતે દૂધ વેચવા જતી ( તે ગોવાળણીઓને હંમેશાં નદીપાર ઉતરવાનો ખર્ચ કરવો પડતો હતો ) તેમના કાને શાસ્ત્રીમહારાજના મુખનાં વચન પડયાં કે 'પરમેશ્વરના નામસ્મરણ માત્રથી જ આ સંસારરૂપી મહાસાગર સ્હેજે તરીને પાર ઉતરાય છે તો પછી નદીઓ તરી પાર ઉતરવાનો તો હીસાબ જ શો ?' પુરાણી બાવાનાં વચનો કદી મિથ્યા હોય જ નહિ એવી અવિચળ શ્રદ્ધા તે મહીયારીઓને ચોંટી ગઈ અને તેને અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. આ શ્રદ્ધાના બળે તેઓ દેવનું નામ સ્મરણ કરતાં કરતાં ખુશખુશાલ નદીપાર સ્હામે તીરે પહોંચી ગયાં. પછી તેઓએ રોજ આ પ્રમાણે આવવાજવાનું ચાલુ રાખ્યું. પંડિતજીને આ વાતની જાણ થઈ ત્યારે તેઓ તો દિંગજ થઈ ગયા અને પોતાના ઉપદેશ, વચન પ્રમાણે નદી પાર ઉતરવાનો પોતે પણ નિશ્ચય કરી એક લાંબું દોરડું મંગાવ્યું; અને પોતાની કેડે બંધાવીને તેના છેડા પોતાના સોબતીઓના હાથમાં આપી કહ્યું કે, હું નદી ઉતરવા નદીમાં પડું તો છું પણ જો હું બૂડવા માંડું તો દોરડું ખેંચી મને બહાર તાણી કાઢજો. આમ કહી પુરાણી બાવાએ ડગમગતા વિચારે અને લથડતા પગે જેમતેમ બળાત્કારે મનને ઠેકાણે રાખી નદીમાં ઝોકાવ્યું. પાંચ દશ કદમ જતાં જતાં તો એ ગભરાઈ ગયા અને ડુબવા પણ લાગ્યા. તેજ વખતે

તેમના સોબતીઓએ દોરડું ખેંચી બહાર આણ્યા. ભાઈઓ! આવી રડતી શ્રદ્ધા રાખનારાઓ ઈશ્વરની ફક્ત મશ્કરીજ કરી રહ્યા છે. પુરાણી બાવા જેવી "જો અને તો" વાળી ડગમગતી શ્રદ્ધા આત્માના અનુભવમાં કાંઈ પણ ઉપયોગની નથી. કાચો વિશ્વાસ, વહેમીપણું એ અંતઃકરણના દોષો છે. અવગુણ છે, દુર્બળતા છે અને એજ આપણા વિનાશનું, પડતીનું, અધોગતિનું કારણ છે.

●

(૪૩)

ૐ

## શંકા અને ભીતિથી જ તમે દુઃખદ સ્થિતિને લાવો છો

કોઈ પણ સંકટ, સંકટની બીક કરતાં વધારે ભયપ્રદ હોતું નથી. મરણની બીક રાખવા કરતાં મને તો મરવુંજ ઘણું ગમે. આ જગતમાં દુઃખદ સ્થિતિ લાવનાર જો કોઈ હોય તો શંકા અને ભીતિ જ છે. મોઝીઝે જ્યારે ઝાડીમાં અવાજ સાંભળ્યો ત્યારે તેને પોતાની પાસે ફૂંફવાડા મારતો સર્પ દીઠો. મોઝીઝ ભયભીત બન્યો અને ધ્રૂજી ગયો. આકાશવાણી થઇ કે "હે મોઝીઝ! ભય ન પામ, સર્પને પકડ, મજબૂત પકડી રહે." મોઝીઝ હજી પણ ધ્રૂજતો હતો. આકાશવાણી થયેજ જતી હતી. મોઝીઝે એકદમ મનને મજબૂત કરી સર્પને પકડયો ને તે એકદમ રાજ્યદંડના રૂપમાં ફેરવાઇ ગયો. આ જ પ્રમાણે તમે પણ હજી મોઝીઝનીજ સ્થિતિમાં છો. જ્યાંસુધી તમે સર્પને (સત્યને) પકડયો નથી ત્યાં સુધીજ તે ભયાનક લાગે છે. શંકા અને ભીતિને હૃદયમાં સ્થાન ન આપતાં હિંમત રાખીને તે પકડવો જોઈએ. પકડશો એટલે તરતજ વિસ્મય પામશો. દૂરથી જણાતી દુઃખદ સ્થિતિ આશ્ચર્યની સાથે સુખ રૂપમાં ફરી જશે. લોકો ખોટોજ ભય રાખીને હરેક દુઃખદ સ્થિતિ જોઈ પાછા હઠે છે. ઢીલ ન કરો અને સત્વર આ સત્યનું ગ્રહણ કરો.

●

(૪૪)

ૐ

# વાસ્તવિક રીતે તમે તમારા વિચારોથી જ ભય ઉભો કરો છો

વેદાંતના નિયમ પ્રમાણે "મને ભૂત દેખાયું" એ વાતજ જૂઠી છે, એમ કહેવું તે તદ્દન ખોટું અને મિથ્યા છે. ખરી રીતે તો તમે પોતેજ ભૂતરૂપ બની તમારી સમક્ષ ઉભા રહો છો. તમે તમારી ઈચ્છાથી, તૃષ્ણાથી અને ભયથીજ બંધાઈ રહીને ભૂત, પિશાચ, પાપી, સાધુ, મિત્ર, શત્રુ, ઇશ્વર, દેવ વગેરેનાં રૂપો તમે પોતે ધારણ કરો છો. બાકી, મનુષ્ય પવિત્ર હોય છે ત્યાં ભૂત-પિશાચ આવી શકતાંજ નથી. એક સમયે હિમાલયની ગુફામાં રામ રહેતો હતો. આ ગુફામા ભૂત-પિશાચનો વાસ છે એવી માન્યતા હતી. આસપાસના લોકો કહેતા હતા કે ઘણાક સાધુઓ એ ગુફામાં રહેવાથી મરણ પામ્યા હતા અને કેટલાક તો ગુફા જોવા જતાંજ મૂર્છા ખાઈને પડયા હતા; પરંતુ રામે જ્યારે એ ગુફામાં રહેવાની ઈચ્છા દર્શાવી ત્યારે તે લોકો વિસ્મય પામ્યા. રામ ઘણાક માસ તે ગુફામાં રહ્યો પણ ભૂતબૂત કાંઈ જણાયું નહિ. બધાં ભૂતો નાશી ગયાં હોય એમ લાગ્યું. ગુફામાં સર્પ, વીંછી વગેરે જીવ જંતુ હતાં ને ગુફાની બહાર વાઘ રહેતા હતા; પરંતુ કોઈએ રામના શરીરને કોઈ પણ પ્રકારે ઈજા કરી નહોતી. રામ તમને કહે છે કે આ વાત સમજો, માનો અને તેનો અનુભવ કરો.

રામ ફરીથી તમને આ બાબતનું રહસ્ય સમજાવે છે કે આ બધી સ્વપ્નના ભય જેવી મિથ્યા વાત છે. ખરી રીતે તો ભૂત કે પિશાચ એ બધા કોઈજ નથી પણ કર્ત્તા અને કર્મ બન્ને આપણે પોતેજ છીએ.

(૪૫)

ૐ

## આપણા વિચાર એજ આપણું નસીબ.

Thought is another name of Fate.

આપણું નસીબ એ આપણી કલ્પનાનોજ ખેલ છે. બધી પરિસ્થિતિઓ, જુદા જુદા પ્રસંગો અને બનાવો આપણા જ બનાવેલા છે એમાં લેશ પણ શંકા નથી. જે પ્રકારના તમારા વિચારો હશે તે પ્રકારનાં તમને ફળ ફળશે. જેવું બોલશો અથવા મનમાં લાવશો તેવુંજ તમારે થવું પડશે. એકાદ દેવળના ઘુમ્મટમાં જેમ આપણો અવાજ ઘૂમીને પાછો આવે છે તેવીજ રીતે આ આકાશરૂપી ઘુમ્મટ નીચે આપણાજ વિચારો પાછા આવીને આપણા ઉપર અસર કરે છે અને તેનેજ આપણે નસીબ કહીએ છીએ. જો કોઈ મારી શિખામણ સાંભળતા હો તો આ આકાશ (જગતમાં) નીચે ખરાબ વિચાર કદી પણ મનમાં લાવશો નહિ; કારણ કે આ જગતરૂપી ઘુમ્મટમાં બોલ્યા પ્રમાણેજ પડઘો પડે છે. જો તમારા મનમાં ગુલાબ આવશે તો તમારૂં મન ગુલાબની માફક પ્રસન્ન થશે; અને જો મનમાં ફડફડતું બુલબુલ આવશે તો તમારૂં મન અસ્વસ્થ થશે, ફફડાટવાળું થશે. જો તમારા મનમાં પ્રેમ હશે તો બહાર પણ તમને તેજ મળશે. હૃદયમાં જો દ્વેષ હશે તો બહારથી પણ દ્વેષજ પ્રાપ્ત થશે. તમારા હૃદયમાં લુચ્ચા, ઠગારા અને જાસુસોની બીક રાખશો તો જ્યાં જશો ત્યાં તમને તેજ દૃષ્ટિએ પડશે. સ્વાર્થ અને લુચ્ચાઈની કલ્પના કરશો તો તે પણ જોઈએ તેટલાં મળશે. સ્વાર્થ અને લુચ્ચાઇજ તમને ચોમેરથી ઘેરી લેશે. જો કોઈને સંકટ આપશો તો જરૂર તમારા પર સંકટો અને આફતો આવી લાગશે અને જો સર્વની સંભાળ લેવાનું માથે લેશો તો સર્વરૂપ બની જશો.



( ૪૬ )

ૐ

## શું તમારા નસીબનો કે જગતનો કર્ત્તા કોઈ મૂર્ત્તિમાન પરમેશ્વર છે ?

લોકો પોતાની આસપાસ જેવું જુએ છે તેના જેવું જગતનું મૂળ ધારી લે છે. તેઓ કહે છે કે બૂટ, ઘડિયાળ, ઘરઆદિ આકૃતિઓ કોઈ બનાવનાર સિવાય બની શકતી નથી. તેજ પ્રમાણે આ જગત પણ બૂટ બનાવનાર કે ઘર બાંધનારના જેવા કોઈ મૂર્ત્તિમાન માણસ વગર થાયજ નહિ. જગતને બનાવનાર તેવો કોઈ હોવોજ જોઈએ અને આ ઉપરથી તેઓ કહે છે કે "આકાશમાં વાદળાં ઉપર તેવો મૂર્ત્તિમાન ઈશ્વર છે." આમ સૌ સૌની કલ્પના પ્રમાણે જુદી જુદી જાતના પરમેશ્વરો કલ્પી રાખ્યા છે. તેઓ બિચારા પરમેશ્વરની એટલી પણ દયા ખાતા નથી કે વાદળાં પર તેને સ્થાન આપવાથી શરદી થઇ જશે ! બંધુઓ ! શું, આ જગત કોઇ મૂર્ત્તિમાન પરમેશ્વરે બનાવ્યું ? એના જવાબમાં વેદાંત તો એમજ કહે છે કે આ સવાલજ અશક્ય છે. આ સવાલનો જવાબજ નથી. આ સવાલ એ એક એવો પ્રદેશ છે કે તેમાં તમારે પેસવું જોઈએ નહિ, કારણ તેમાં તમે તમારી બુદ્ધિ ચલાવી શકો નહિ. વળી જ્યારે તમે એમ કહો છો કે પરમેશ્વરે દુનિયાને આ અને પેલા હેતુ માટે બનાવી, ત્યારે જાણે તમે પોતે પોતાને ન્યાયાધીશ બનાવો છો અને પરમેશ્વરને પોતાનાં કામનો હિસાબ આપવા આવ્યા હોય તેવો બનાવો છો. તમે તેની મર્યાદા બાંધો છો. વેદાંત કહે છે કે પરમેશ્વરને તમારી ન્યાયસભા આગળ લાવવાને તમને કશોજ હક્ક નથી અને તેમ તમે કદી પણ કરી શકનારજ નથી માટે આ સવાલ છોડી દો. આ સવાલ ગેરકાયદેસર છે.



(૪૭)

ૐ

## તમે પોતેજ જગતને ઉભું કરો છો છતાં પૂછો છોઃ " દુનિયા કોણે, કયારે અને શા માટે બનાવી ? "

ધર્મના માર્ગમાં આ એક મોટો ઠોકર ખવરાવનારો પત્થર અને વિઘ્ન છે. વેદાંત કહે છે, આ સવાલ પૂછવાનો તમને હક્કજ નથી. વેદાંત ખુલી રીતે કહે છે કે આ સવાલનો જવાબજ નથી. જગત શા માટે દેખાય છે ? વેદાંત કહે છે કે તમે જુઓ છો તેથી. દુનિયા બનાવો છો તમેજ, તો પછી મને શા માટે પૂછો છો ? શા માટે, કયાંથી, કયારે, એ શબ્દો અને કાળ, દેશ, કારણનો વિચાર એ બધું પણ શું, જગતનોજ એક ભાગ નથી ? ખરેખર, તે જગતમાંની જ છે. જે પળે દુનિયા કોણે બનાવી, શા માટે બનાવી અને ક્યારે બનાવી એ પૂછવાનું તમે શરૂ કરો છો તેજ પળે એક બાજુએ જગતનો અને બીજી બાજુએ કયારેનો વિચાર ખડો થાય છે ત્યાં તમે જગતને પહેલેથીજ ઉભું કરી રાખો છો. પ્રશ્નવડે તમે જે વખતે જગતની પેલે પાર કૂદી જવા ઇચ્છો છો તેજ વખતે તમે જગતને મૂકી રાખો છો. એક પરીક્ષકે છોકરાઓને આંટીવાળો સવાલ પૂછયો કે "જો આ જગત પડે તો કેટલા વખતમાં પડશે ?" બધા છોકરા આ પ્રશ્નથી ગુંચવાયા. અંતે એક ચાલાક છોકરે જવાબ આપ્યો કે "પહેલાં એ મને બતાવો કે જગત કયાં પડશે ? જગત શાથી, કયાંથી અને શા માટે પણ ઉપરના જેવોજ આંટીવાળો પ્રશ્ન બને છે. શા માટે, કયાંથી અને ક્યારે એ સવાલો પોતેજ આ જગતના ભાગ હોવાથી તેના વડે જગતનો દુનિયાનો ખુલાસો કદી પણ થઈ શકશે નહિ. વેદાંત પણ તેજ કહે છે.



(૪૮)

ૐ

# તમે પોતે જ તમારા પ્રારબ્ધના કર્તા છો

અહીં પ્રશ્ન એ ઉઠે છે કે જો આપણે જ આપણા ભવિષ્યના કર્તા છીએ તો એવો કોઈ મૂરખ નથી કે જે ગરીબ માબાપને પેટે જન્મ લેવા ઇચ્છા કરે, તો પછી ગરીબને ઘેર જન્મ કેમ થાય છે? વેદાન્ત તેનો જવાબ આપે છે કે લોકો પોતે જે ઇચ્છાઓ કરે છે તેની યોગ્યાયોગ્યતાનો વિચારજ કરતા નથી; સંજોગોને અનુકૂળ ઇચ્છાઓ કરતા નથી પણ ઇચ્છાઓના ગુલામ થઇને કરે છે. આમ હોવાથી જ તેઓ ચિંતામાં ને દુઃખમાં આવી પડે છે. ધારો કે એક મનુષ્ય પોતાની વિષયેન્દ્રિને તૃપ્ત કરવા માગે છે અને તેને જ્ઞાન, ધર્મ નીતિ વગેરેની કાંઈ જ દરકાર નથી. હવે આ મનુષ્ય મૃત્યુ પામે છે તો તે કેવાં પ્રકારનાં માતપિતા પસંદ કરશે? તેની ઇચ્છાઓ એવી છે કે જેથી વિદ્વાન કે ધનાઢય માબાપને પેટે જન્મ ધરવાની તેમને જરૂર નથી. વેદાન્ત કહે છે કે તેની ઇચ્છાઓ તૃપ્ત કરવાને માટે એ શ્વાન કે કુક્કરનો જન્મ ધારણ કરશે, કારણ કે તેવું શરીર ધારણ કરવાથી તેની વિષયેન્દ્રિ યથેચ્છ રીતે તે તૃપ્ત કરી શકશે. આ પ્રમાણે પોતાના જ ભવિષ્યનો પોતે જ કર્તા છે. જગતનાં લોકો ઇચ્છા કરતી વખતે એ ઇચ્છાઓનું પરિણામ શું આવશે તે વિષે વિચાર કે દરકાર કરતા નથી અને અંતે જ્યારે પરિણામ આવે છે ત્યારે નસીબને ગાળો દે છે, ગ્રહદશાને નિંદે છે, રૂએ છે, કકળે છે, હાથ પગ પછાડે છે અને માથું કૂટે છે; માટે ઇચ્છા ભલે કરો પણ કરતી વેળા પરિણામનો ખૂબ વિચાર કરજો. માત્ર મનુષ્ય પોતે જ પોતાનાં સુખદુઃખ ઉત્પન્ન કરે છે.

●

( ૪૯ )

ૐ

# પ્રારબ્ધ અને પુરૂષાર્થનું રહસ્ય

હું આત્મા છું. શરીર નથી એવો અભ્યાસ રાતદિન કરવો જોઇએ. એવો અભ્યાસ કરી આત્માનંદનો અનુભવ કરવો એ જ માનવજીવનનો પુરૂષાર્થ છે, છતાં પણ આશ્ચર્ય થાય છે કે જે દેહાદિક બાબતો ભાગ્ય ઉપર છોડી દેવાની છે તેને માટે ચિંતા કર્યા કરે છે અને જે બાબત માટે પુરૂષાર્થ કરવાની ખાસ જરૂર છે તેને લોક, ભાગ્ય ઉપર છોડી દે છે. આપણે એનું એક દૃષ્ટાંત લઇએ. કોઈ એક માણસ પેટના અને આંખનાં એમ બે જાતનાં દરદથી પીડાતો હતો, તેથી તે તેની દવા કરાવવા માટે એક ડોકટર પાસે ગયો. ડોકટરે તેનું દરદ તપાસી તેને બે જાતની દવાનાં પડીકાં આપ્યાં. આંખમાં નાંખવા માટેનું પડીકું સીસું અને ગંધકની મેળવણીના સુરમાનું હતું કે જે એક જાતનું ઝેર છે. બીજું પડીકું ખાવા માટેનું હતું તે મરી મરચાં વિગેરે ચૂર્ણનું હતું. આ માણસને આંખમાં નાખવાનું પડીકું કયું અને ફાકી જવાનું પડીકું કયું તેનું ભાન ન રહેવાથી તેણે તો ખાવાનું હતું તે આંખમાં નાંખી દીધું અને આંખમાં નાંખવાનું હતું તેને તે ફાકી ગયો ! આમ થયું એટલે ઉલટો વ્યાધિ વધી પડયો. પરિણામ એ આવ્યું કે તે આંખે આંધળો થઈ ગયો અને જઠર પણ બગડી ગયું. સંસારમાં પણ આવી જ ગતિ છે; માટે હે મનુષ્ય ! પુરૂષાર્થનો ઉચિત ઉપયોગ કરો એટલે કે શારીરિક બાબતોને ભાગ્ય ઉપર મૂકી દો અને આત્મિક ઉન્નતિને માટે પુરૂષાર્થ કરો. આત્માની છાપ પુરૂષાર્થ ઉપર લાગેલી છે અને ભાગ્યની છાપ શરીર ઉપર પડેલી છે; માટે પુરૂષાર્થને આત્માની તરફ અજમાવો અને શારીરિક તથા માનસિક સર્વ ચિંતાઓ અને ઉપાધિઓ ભાગ્યને હવાલે કરો.

●

(૫૦)

ૐ

# પ્રારબ્ધને ફેરવવું હોય તો ઇચ્છાઓની વિરૂદ્ધતાનો ત્યાગ કરો

મનુષ્ય જન્મ્યા પછી પોતાની આસપાસના સંજોગો ફેરવી શકે છે એ માનવા જોગ છે. અમુક સ્થિતિમાં જન્મેલો મનુષ્ય આસપાસના સંજોગો ઉપર ઘણે કે થોડે દરજ્જે પણ સ્વામિત્વ ભોગવી શકે છે. એવા સંજોગોની પેલીપાર પણ પોતે જઈ શકે છે. અધમાધમ સ્થિતિમાંથી ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ જ્ઞાનના બળે મનુષ્ય ચડી શકે છે. આ જગતમાં ગરીબમાં ગરીબ ભિખારીઓ પણ કીર્તિ અને માનની પદવી મેળવી શકયા છે. ઘણા જ હલકી અને નીચ સ્થિતિમાં જન્મેલાઓ પણ ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ જઈ પહોંચ્યા છે. નેપોલિઅન, શેકસપિઅર, લંડનનો લોર્ડ મેયર વીંટીંગટન કે ચીનનો એક ગરીબ ખેડૂત જે ચીનનો મુખ્ય કારભારી થઇ ગયો તેમના દાખલા લો. જગતમાં જન્મ્યા પછી આપણી સ્થિતિ આપણે સુધારી શકીએ છીએ. મનુષ્ય પોતાની સ્થિતિનો પોતે જ માલિક છે. આમ છે તો પછી મનુષ્ય દુઃખી અને દરિદ્રી કેમ થાય છે? માત્ર ઇચ્છાઓના વિરૂદ્ધપણાથી જ. એક ઈચ્છા અમુક કાર્ય કરવા તરફ થાય છે ને બીજી ઈચ્છા બીજું જ કાર્ય કરવા પ્રેરે છે. એકથી અમુક ઉન્નતિક્રમે ચડવા મન થાય છે જેમકે ભાષણ કર્તા તરિકે, ગ્રંથકાર તરિકે; ત્યારે બીજી ઈચ્છા ઇન્દ્રિયોના ગુલામ થવા પ્રેરે છે. આ પ્રમાણે વિરૂદ્ધ ઈચ્છાઓ જુદો જુદો માર્ગ પકડાવે છે. તેથી થાય છે શું? બન્ને તૃપ્ત તો થવી જ જોઇએ. એક ઈચ્છા તૃપ્ત થતાં બીજી અતૃપ્ત રહે છે. તેથી કરીને દુઃખ થાય છે. એકી વખતે જાત જાતની ઇચ્છાઓ કરવાનાં આ બધાં પરિણામ

છે. અમુક લક્ષબિંદુએ પહોંચવાની તીવ્ર ઉત્કંઠા અને કાર્ય કરવાની દૃઢ શ્રદ્ધા હોય તો દુઃખ આવતું નથી અને ધાર્યા પ્રમાણે નસીબ પલટાઈ જાય છે.

●

(૫૧)

ॐ

## જે વિચારો પ્રધાનપણે ભોગવાતા હોય તેજ વિચારો મરતી વખતે ઉભા રહે છે

ઘણાક લોકોને જ્યારે ઈશ્વરભક્તિ કરવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ એમ કહે છે કે ઘરડા થઇશું ત્યારે અમારે પ્રભુની ભક્તિ કરવાની છે. અમારી વૃદ્ધાવસ્થા પ્રભુની ભક્તિમાંજ ગાળીશું. રામને આશ્ચર્ય તો એજ થાય છે કે જ્યાં એક પળ-ભરનો પણ જિંદગીનો ભરોંસો નથી ત્યાં આત્મિક કલ્યાણ કરવાનું વૃદ્ધાવસ્થા પર છોડી દેવામાં આવે છે. તેમ છતાં પણ ધારો કે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ તો તે વખતે ઇશ્વરભક્તિ કરવી; એ તો આખી જિંદગી સુધી કીધેલા દેહાધ્યાસનું, અહંકારનું અને સર્વ પાપમય વૃત્તિઓનું એઠું ભોજન ઈશ્વરને અર્પણ કરવા જેવું છે. આખી જિંદગી તો સ્વાર્થી ઈચ્છાઓ અને લાલચોને પોષવામાં ગાળવી અને પ્રભુભક્તિ માટે વૃદ્ધાવસ્થા નક્કી કરી રાખવી એ પ્રભુની મશ્કરી નહિ તો બીજું શું? આવી ભક્તિ કરી પ્રભુને છેતરવા જતાં પોતેજ છેતરાય છે; કારણ કે જે મનુષ્યોએ આખી જિંદગી સુધી જે અશુભ કામનાઓ અને સંકલ્પો કર્યાં હોય અને જે જે વિચારો એના જીવનમાં પ્રધાનતા ભોગવતા હોય તેજ વિચારો મરતી વખતે આવીને ઉભા રહે છે અને તે ધોરણે તેને જન્મ લેવો પડે છે એ એક કુદરતી નિયમ છે.

●

(પર)

ૐ

# જે જેવી ભાવના રાખશે તે તેવો થશે

ભગવાન બુધ્ધ કહેતા હતા કે "જે જેવી ભાવના રાખશે તે તેવો થશે." તેમની પાસે બે માણસો આવ્યા. એકે પૂછ્યું કેઃ– "મહારાજ, મારા આ સોબતીની આવતે જન્મે શી ગતિ થશે? એ સદા કૂતરાના જેવા વિચાર કર્યા કરે છે અને કૂતરા જેવાં કર્મ કરે છે. એ આવતે જન્મે કૂતરો નહિ થાય?" બીજો બોલ્યોઃ–"આ મારો મિત્ર તદ્દન બિલાડા જેવો છે તે આવતે જન્મે બિલાડો નહિ થાય?" મહાત્મા બુદ્ધ બોલ્યાઃ–"ભાઈઓ! જેવા તમારા સંસ્કાર હશે તેવું તમોને ફળ મળશે. માત્ર તમે આ સિદ્ધાંત ઉંધો લાગુ પાડો છો. આ તને બિલાડો કહે છે, તું એને કૂતરો કહે છે; પરન્તુ તું તારા સોબતીને કૂતરો ગણે છે તેથી તું પોતેજ કૂતરાના સંસ્કાર ધારણ કરવા લાગ્યો છે અને જ્યારે તું મરશે ત્યારે તારા મનમાં કૂતરો ભરાઈ રહેલો હોવાથી જરૂર તું કૂતરો થશે. તેવીજ રીતે આ ભાઈ તને બિલાડો સમજે છે તો એ પોતેજ બિલાડો થશે." ભગવાન બુદ્ધના આ ફેંસલા ઉપર અને આ સિદ્ધાંત ઉપર બરાબર વિચાર કરો. જે દોષ અથવા સદ્‌ગુણ આપણે બીજાનામાં શોધીએ છીએ તે આપણા પોતાનામાં લાવીએ છીએ. રામ કહે છે કે સદ્‌ગુણી અને શ્રેષ્ઠ થવું હોય તો બીજાના સદ્‌ગુણો અને શ્રેષ્ઠતાને માન આપવું જોઇએ. જો તમારે તમારૂં હિત સાધવું હોય તો બીજાના દોષો જોવા છોડી દઈને પોતાની મનોભૂમિમાં પ્રમાણિકપણું અને સદ્‌ગુણ સિવાય બીજા કોઈ વિચાર પેસવા દેવા નહિ.



(૫૩)

ૐ

# તમારી પોતાની દયાની ખાતર દુષ્ટ ઇચ્છાઓથી દૂર જ રહેજો

કેટલાક લોકોને બીજાના દોષો જોવા બહુજ પ્રિય લાગે છે પણ એવાઓને ભાન નથી કે બીજાના દોષો જોવાનો પ્રયત્ન કરતાં આપણેજ દોષવાળા થઈ જઇએ છીએ. બંદુક છોડીએ છીએ એટલે બીજો ઘાયલ થાય છે ખરો; પણ તેનો ધક્કો પાછો આપણને પણ વાગે છે, પ્રત્યાઘાત થાય છે ને આપણે પણ હઠીએ છીએજ; તેજ પ્રમાણે બીજાના દોષો કાઢતાં તેના દોષો આપણે વહોરી લઈએ છીએ. દુષ્ટ ઇચ્છાઓ કરતાં વારમાં આપણે પોતેજ તેના ભોગ થઈ પડીએ છીએ. ખાડો ખોદે છે તેજ પડે છે. તમને તમારા પોતાના ઉપર જો દયા હોય તો આવી વૃત્તિથી દૂર રહેજો. બીજાની ઈર્ષા કરતાં તે દોષ તમારામાંજ પેસી જાય છે. જે દોષ બીજામાં હોય તેથી તમે મુક્ત રહો એજ ઠીક છે. જો બીજાના દોષો પ્રત્યે લક્ષ ન આપીએ, સાત્વિક વૃત્તિથી તે તરફ જોઈએ, તો તે બીલકુલ હાનીકર્તા નથી. જેમ કોઈએ આપણને પત્ર લખ્યો હોય, તે વાંચીએ તો સારી કે માઠી ખબર મુજબ તે આપણને અસર કરશે પરંતુ કાગળ ઉઘાડીએજ નહિ, વાંચીએજ નહિ, કાગળ ગ્રહણ જ ન કરીએ ને મોકલનારને પાછો જ મોકલી દઇએ તો શી અસર થવાની હતી? તે પ્રમાણે દુષ્ટ વિચાર તરફ અલક્ષ રાખીએ તો તેવા વિચારો તેના પેદા કરનાર તરફજ પાછા વળે છે. આપણે આપણી દિવ્યતાનું ભાન કરીએ, મધ્યબિંદુથી ખસીએ નહિ, સાત્વિક વૃત્તિ રાખીએ, સત્યનો સાક્ષાત્કાર કરીએ તો કંઈજ હાનિ થાય તેમ નથી; માટે બીજાની નહિ પણ તમારી પોતાનીજ દયાની ખાતર—તમારા પોતાનાજ શ્રેય અર્થે બીજાના દોષો જોવાની વૃત્તિથી છેટેજ રહેજો.



(૫૪)

ૐ

# ભલે, પ્રાર્થના ન કરો પણ બીજાની ટીકા, નિંદા તો કરો જ નહિ

જે લોકો બીજાઓની ટીકા કે નિંદા કરે છે તે એક દુર્ગુણને બદલે બીજો દુર્ગુણ ગ્રહણ કરે છે. શેખ સાદી ઇરાનનો એક નામાંકિત અને વિદ્વાન પુરુષ હતો. તે લખે છે કે "જ્યારે હું નાનો હતો ત્યારે મક્કે હું મુસલમાનોના પવિત્ર ધામમાં જતો હતો. સંઘમાં રિવાજ હતો કે મધ્યરાત્રીએ બધાએ ઉઠીને પ્રભુ પ્રાર્થના કરવી. એક રાત્રીએ સાદી ને તેના પિતા ઉઠયા ને તેમણે પ્રાર્થના કરી; પણ બીજા કોઈ ઉઠયા નહિ, આથી સાદીએ પોતાના પિતાને કહ્યું કેઃ–"જુઓ, આ કેવા આળસુ લોકો છે કે કોઈ ઉઠતા નથી અને પ્રાર્થના કરતા નથી." પિતાએ સખ્ત શબ્દોમાં કહ્યું કે "અરે સાદી! વહાલા પુત્ર! તું પણ ન ઉઠયો હોત તો સારૂં હતું કારણકે વહેલા ઉઠીને આમ બીજાની નિંદા કરવી એ અયોગ્ય છે." ભલે, પ્રાર્થના ન કરો પણ બીજાની ટીકા કે નિંદા તો કરો જ નહિ. ટીકા કરવી, નિંદા કરવી એ ઇશ્વરથી વિમુખ રહેવા જેવું છે. જગત જો ટીકા કરવાની રૂઢીને પાપ ન ગણતું હોય તો તેમાં જગતનોજ વાંક છે. મનુષ્યો પોતાના દુર્ગુણો જાણવા છતાં પોતાને ધિક્કારતા નથી પણ બીજાનામાં એજ દુર્ગુણ જોઇને તિરસ્કાર કરે છે, તે માત્ર એક દુર્ગુણને બદલે બીજો દુર્ગુણ ગ્રહણ કરે છે. પણ જે ઇશ્વર સન્મુખ રહે છે, જે નમ્ર છે, જેનું હૃદય પ્રેમમય છે અને જેનો આત્મા દયાથી ભીંજાઈ જાય છે તે સ્વર્ગીય સુખ ભોગવે છે.

●

(૫૫)

ૐ

## આજે જણાતો દુષ્ટ માણસ આવતી કાલે પવિત્ર આત્મા પણ બની જાય

આપણે આપણા શત્રુમાં દિવ્યતા–પ્રભુતા કેમ જોઈ શકતા નથી ? કારણ એ છે કે આપણે તેનામાં દોષ જોઇએ છીએ. આ દોષદષ્ટિ દૂર કરવી જોઇએ અને સર્વ સત્ય વસ્તુનેજ નીરખતાં શીખવું જોઇએ. ઘણી વખત નીરો જેવા લોકો પણ આપણે જોઇએ છીએ, તેઓ નાની વયમાં ધર્મિષ્ઠ ને નીતિવાન હોય છે; પરંતુ અંતે દુષ્ટ નીવડે છે. ઈંગ્લાંડનો પાંચમો હેનરી રાજા નાનપણમાં અને જુવાનીમાં દુષ્ટ હતો પરંતુ મોટી વયે ઘણો સારો નીવડયો હતો; માટે અમુક માણસ હમેશાં આવોજ રહેશે એમ નિશ્ચય કરી બેસવું નહિ. સર વૉલ્ટર સ્કોટ નાનપણમાં જડ જેવો હતો પરંતુ મોટી વયે એક મહાન પુરૂષ થયો. સર આઇઝેક ન્યુટને નિશાળમાં હિસાબ ન આવડવાથી ઘણીવાર સજા ખાધેલી પરંતુ પાછળથી કેવો ઝળકયો તે બધાએ જાણે છે. મેરી મેગ્ડેલન જુવાનીમાં ઘણી દુષ્ટ હતી પણ જ્યારે ક્રાઇસ્ટના સમાગમમાં આવી ત્યારે પવિત્ર થઈ ગઈ. જે આજે એક સામાન્ય પાપી દુષ્ટ જણાતો હોય તે મનુષ્ય કાલે પવિત્ર પણ બની જાય; માટે યાદ રાખો કે મનુષ્ય કોઈ ખોટું કૃત્ય કરતો હોય તેનો તિરસ્કાર કરવાનો તમને અધિકાર નથી. તેનામાં દિવ્યતા જુઓ અને તેના દોષ તરફ અલક્ષ કરો. કોઇ તમારા વિષે દુષ્ટ વિચાર કરે, તમારા દોષો કાઢે તો શું તે માટે વેર લેવું ? ના, કદાપિ તેમ કરશો નહિ. જેમ બીજાઓ નિંદા કરતા હોય તેમ આપણે પણ કરીએ તો મૂળ જે અસત્ય છે તેમાં આપણે પણ ઉમેરોજ કરીએ છીએ અને તેથી વસ્તુસ્થિતિ સુધરતી નથી.

●

(૫૬)

ૐ

# અસત્યમાં પણ સત્ય સમાયલું છે માટે ગુણગ્રાહી થાઓ

પરમાત્મા સિવાય આ જગતમાં દોષ વગરનું કોણ છે ? બીજાના વર્તનમાંથી દોષો કાઢયા કરવા અને ટીકાઓ કર્યા કરવી એ તો પડતીની નિશાની છે. સ્વામિ વિવેકાનંદ ગમે તે ખાત પીતા તેમાં આપણું શું બગડયું ? જ્યાંસુધી તેમની પાસેથી ઉદાર તત્ત્વો આપણને શીખવા મળે છે ત્યાંસુધી તે શું ખાતા પીત હતા તે જોવાની જરૂર નથી. કંદોઇ ભલે સૂકો રોટલો ખાઈને રહેતો હોય તેથી શું, તેના હાથની મીઠાઈ ખાવી નહિ કે ? ભૂમિતિનાં મૂળતત્ત્વોને યુક્લિડના શરીર સાથે શો સંબંધ છે ? ચિતારો જાતે કદરૂપો હોય તેથી શું, તેના સુંદર ચિત્રને પણ આપણે ન લેવું ? ગંદા તળાવમાં ઉગેલા સુંદર કમળને શું, આપણે ફેંકી દઈશું ? કાંટા હોય છે તેથી ગુલાબનું ફૂલ કોઈ ફેંકી દેતુ નથી, માટે વ્યકિતગત દોષો ન જોતાં ઉપદેશના ગુણાવગુણ ઉપરથીજ તેનો સ્વીકાર કરવો જોઈએ.

જ્યારે કોઈ એકાદ માણસના સંબંધમાં આપણે ખરાબ અભિપ્રાય બાંધીએ છીએ ત્યારે ભૂલ કરીએ છીએ. ચોર જેવા માણસમાં પણ પ્રાર્થના કરવાની વૃત્તિ અને દૈવી સંપત્તિઓ હોય છે અને મીશનરી, સ્વામિ તથા ઉપદેશકો જેવામાં પણ આસુરી સંપત્તિ હોય છે. દરેક માણસની અંદર તરેહવાર ગુણોનું મિશ્રણ હોય છે. જ્યારે આપણે કોઈ માણસને પૂજીએ છીએ ત્યારે તેની અંદર સારા ગુણની સાથે જે ખરાબ ગુણ હોય છે તેને આપણે ધ્યાનમાં નથી લેતા. એજ રીતે તમે અસત્યમાંથી પણ સત્ય તારવી કાઢવાનો પ્રયત્ન કરો અને અશુભમાં પણ શુભ રહેલું છે તેનો અનુભવ કરતા રહો.

(૫૭)

ૐ

## સર્વ પ્રત્યે સમાનદ્રષ્ટિ રાખો. હીરો અને કોયલો તત્ત્વરૂપે સમાનજ છે

અહીં તમારી પાસે એક કોયલાનો કકડો છે અને પણ એક તેજસ્વી હીરો છે. હીરામાં કોયલાના કરતાં તદ્દન નવા ગુણ છે. હીરો સખત છે, કોયલો નરમ છે; હીરો તેજસ્વી અને કિંમતી છે. કોયલો કાળો સોંઘો અને બેડોળ છે. બન્નેનો વિરોધ આવો મોટો છતાં તેઓ ખરી રીતે એકજ વસ્તુ છે. વિજ્ઞાન તે વાત સાબિત કરે છે. કદાચ તમે કહેશો કે મારી બુદ્ધિ તે વાત ગ્રહણ કરી શકતી નથી પરંતુ તમે ગ્રહણ કરો કે ન કરો પણ આ એક સત્યજ વાત છે. કોયલામાં જે કાર્બન પરમાણુઓ છે તેજ પરમાણુઓ હીરામાં પણ છે. માત્ર તેમાં તે જુદી રીતે ગોઠવાયલાં છે એજ ફરક છે. હીરા અને કોયલામાં ભેદ માત્ર તેના નામ અને રૂપને લીધેજ છે. તેજ પ્રમાણે વેદાંત તમને કહે છે કે અહીં જેને તમે ખરાબ વસ્તુ અને સારી વસ્તુ કહો છો, જેને તમે દોસ્તો કહો છો તે અને જેને તમે દુશ્મન કહો છો તે સર્વમાં જેમ હીરા અને કોયલામાં કાર્બન રહેલો છે તેમ એકજ ખરી વસ્તુ રહેલી છે. આ જગતનો ભાસ, એનાં નામ અને રૂપ સિવાય બીજું કાંઈજ નથી. આ જુદી જુદી ભિન્નતા તે તમારી આંતર્ ભ્રમણાને લીધેજ છે; પરંતુ આ નામ અને રૂપમાં પણ પરમેશ્વર પોતેજ પ્રકાશી રહ્યો છે. આ પ્રમાણે જે બધામાં સમભાવે જુએ છે તેજ ખરેખર જુએ છે અને ખરાં ચક્ષુવાળો તેજ છે.



## (૫૮)

ૐ

# ખરાબની નિંદા કરવી છોડી દઈ સારાની પ્રશંસા કરો

પતિતાનો ઉદ્ધાર કરનાર તમે કોણ? તમારો જ ઉદ્ધાર પ્રથમ તમે કર્યો છે કે? જ્યાં સુધી એક બીજાના દોષો શોધ્યા કરશો ત્યાં લગી પ્રેમ અને ઐક્યની વૃદ્ધિ કદી પણ થશે નહિ. ગટરમાંનો સઘળો કાદવ રસ્તાઓ ઉપર પાથરવાથી કાંઈ હિતકર પરિણામ આવી શકશે? કદી નહિ. શાંતતા અને શુભેચ્છારૂપી પાણીનો નિર્મળ પ્રવાહ વહેવરાવો કે જેથી સઘળો કાદવ આપો આપ ધોવાઈ જશે. નાનાં મોટાં સર્વ બાળકો પ્રત્યે પ્રેમ રાખનારી માતાના જેવું અંતઃકરણ બનાવવું એજ જીવનસાફલ્યનો સાર છે. દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને માતાના જેવા પ્રેમથી જે જુએ છે તે જ ખરો મહાત્મા છે. કેટલાક માણસો વિશ્વવ્યાપી પ્રેમ ધરાવવાનો ઘણો ઢોંગ કરે છે અને તે છતાં બીજાના દોષો જોવામાં મશગુલ રહે છે. તેઓ પોતાના બચાવમાં કહે છે કે દોષ જોવા એ તો સ્વાભાવિક છે અને દોષ જોનાર પ્રત્યે તિરસ્કાર કરવો એ પણ સ્વાભાવિક છે. પરંતુ વહાલા મિત્રો! જ્યાં સુધી તમને કોઈ વસ્તુમાં દોષ દેખાય છે ત્યાં સુધી તમે તેના પર પ્રેમ કરી શકતા નથી. યાદ રાખજો કે દોષો જોવાથી અને ટીકાઓ કરવાથી માણસો સુધરી શકવાનાં નથી; પરંતુ ઉત્સાહ વધારનારા, આશાજનક અને સ્નેહ ભરેલા ઉપદેશોની જ જરૂર છે. ખરી કેળવણી એ છે કે અખિલ વિશ્વ પ્રત્યે ઈશ્વરની દૃષ્ટિથી જોઈ શકાય; માટે હે ટીકાકાર મિત્ર! ખરાબની નિંદા કરવી છોડી દઈ સારાની પ્રશંસા કર.

●

(૫૯)

ૐ

## ભૂંડાને પણ આવકાર આપ; કારણ કે તારૂં ભલું કરવાને આવેલા છે

ધર્મની આજ્ઞા તો આ છે કેઃ—" નીચ, શત્રુ, પાષાણ હૃદય, પિશાચ " કોઈ છે જ નહિ. ફક્ત તારાં પવિત્ર સ્વરૂપ જ એ સર્વ વેષોમાં પ્રગટ થાય છે. કોઈ પોતાનું જ્યારે ભૂંડું કરતું નથી તો તારૂં ભૂડું કરી શકનાર કોણ છે? હળાહળ વિષ જેવો કોઈ માણસ તારી પાસે આવેલો તારી બાહ્ય દષ્ટિએ જણાય તો તારે અવસ્ય માની લેવું કે કોઈ કોઢ જેવા ઝેરી રોગને દૂર કરવાને તે આવેલો છે; માટે ભલે આવ્યો જાણી તેને પ્રેમપૂર્વક આવકાર આપ. એવી હળાહળ વિષ જેવી વ્યક્તિ પ્રત્યે વેર વાળવું, શિક્ષા કરવી, દ્વેષ રાખવો એ વિચાર એવો ગીધ જેવો છે કે જે સ્પષ્ટ રીતે દેખાડી આપે છે કે તારા અંતરમાં અજ્ઞાનનું મુડદું સડી રહ્યું છે. મુડદા વિના ક્રોધરૂપી ગીધ કદાપિ આવતું નથી. ધર્મ તો એક એવો અટળ સિદ્ધાંત ફરમાવે છે કે "ધૂર્ત માત્ર પોતાને જ ધૂતી શકે છે." જેનામાં ધૃષ્ટતા હશે તે તેને પોતાને જ સારી પેઠે શેકયા વિના નથી છોડવાની. એવાને માટે કોઈપણ ઠેકાણે આશરો જ નથી.



(૬૦)

ૐ

## દુઃખ અને સુખ એ બન્ને આવકારદાયક છે

દુઃખ અને સુખ બન્ને આવકારદાયક છે; કારણ કે તેઓ એકબીજાના પરમ મિત્રો છે. આપણે જેમ એક પગ ઉપાડી ઉંચો કરીએ ત્યારે બીજો નીચો રહે છે. તેમ આ સંસારમાં સુખદુઃખની

ઘટમાળ એમજ ચાલ્યા કરે છે. સુખના ગર્ભમાં દુઃખનો નિવાસ છે અને દુઃખના ગર્ભમાં સુખ રહેલું છે. આમ સુખ અને દુઃખ બંને ઓતપ્રોત છે. જે સુખનો સ્વીકાર કરે છે તેને દુઃખના ભોગ પણ થવુંજ જોઇએ કેમકે એ બંને અવિભાજ્ય છે. સાંસારિક ઉપાધિ અને સુખદુઃખમાં જે સમાન રહી શકે એજ સાચો સુખી છે. સત્ય સુખપ્રાપ્તિનો સરળ માર્ગ તો દ્વંદ્વાતીત થવામાંજ છે. અનુકુળ કે પ્રતિકુળ વસ્તુઓનો એમાં જરાએ પ્રશ્ન નથી. નિત્ય નિરંતર આત્મસુખમાં ઉન્મત રહો. આત્માનુભવમાં નિમગ્ન રહેશો એટલે કોઈપણ પદાર્થ તમારા સુખમાં વિક્ષેપ પાડી શકશે નહિ. સુખદુઃખને સમાન મિત્ર ગણનારની આગળ પ્રકૃતિ દાસી બની રહે છે અને સકળ વિશ્વ તેને પ્રણામ કરે છે.

●

( ૬૧ )

ૐ

## દુઃખ અને ભયને વધાવી લો ! તેના ઓઠે જ તમારા હેતુની સિદ્ધિ સંતાયલી છે

"Let thy God be rise and say,
To adverse circumstances obey
And thy dear wish shall have its way.

RAM.

પ્યારા બંધુ ! આ સામે ઉભેલી પ્રાણઘાતક ઘટનાઓ અને પ્રતિકૂળતાઓ જોઇ જરા પણ બીશ નહિ. વિઘ્નો અને વિરૂદ્ધ સંજોગો જોઈ લગાર પણ ગભરાઈશ નહિ. એ સર્વને તું તારા દત્તચિત્તથી વધાવી લે; કારણ કે તારા હેતુની સિદ્ધિ તેમના ઓઠેજ સંતાયલી છે માટે ભય ન પામ. ભય પામીશ તો બિલાડાં અને કૂતરાં પણ ફાડી ખાશે અને જો ચિત્તની સ્થિરતા રાખીશ

તો વાઘવરૂ વિગેરે પાળેલા કૂતરાની ગરજ સારશે માટે ગમે તેવા વિપરીત પ્રસંગ કે બનાવથી તારી સ્વસ્થતા ચળવી ન જોઇએ. તારા આત્માને પૂર્ણ શાંતિમાં રાખ અને તારી ઇચ્છાઓના પ્રવાહની સામેના વેગમાં જે વિઘ્નરૂપ જણાય તેને દત્તચિત્તથી વધાવી લે. જ્યારે આપણે આપણા ચિત્તની સમાનતા ગુમાવતા નથી ત્યારે આભા સમાન દેખાતાં આવરણો અને દૃષ્ટિગોચર થતી ઉપાધિઓ આશ્ચર્યની સાથે આનંદમાં બદલાઈ જાય છે. ચીડીયાપણું અને અશાંતિના લીધે બધાંના આશિર્વાદો, ઉન્નત વિચારો અને સુખની ધન્યપળોનું રાજ્યદ્વાર કે જે આપણને વધાવવાને માટે ખુલ્લાં મૂકાયાં હોય છે તેને આપણે પોતેજ બંધ કરીએ છીએ. યાદ રાખો કે વિપરિત ઉપાધિ અને પરિસ્થિતિઓમાંથીજ અનેક મહાન પુરૂષો થયા છે; વાસ્તે આ બાહ્યઉપાધિ અનેક જાતના ત્રાસો અને ઉદ્વેગોને તમે વધાવી લો. જ્યારે તમે આ પ્રમાણે જીવન ગાળશો ત્યારે આસપાસની સર્વ સ્થિતિ અને ઉપાધિ તમારે તાબે થશે અને તમે તેમના સ્વામી બનશો.



( ૬૨ )

ૐ

## દુઃખ કે અજંપાની સ્થિતિમાં મૂકવાનો પ્રભુનો હેતુ સુખ આપવા અર્થેનો જ હોય છે

તમે જાણો છો કે જ્યારે મેઘ ઘેરાંબો ઘાલીને અંધારે છે ત્યારે આજ જરૂર વરસાદ પડશે એવી સર્વ લોકને આશા બંધાય છે. જ્યારે બહુજ ઘનઘોર થાય છે ત્યારે વાતાવરણ પાણીથી ભરપૂર થઇ જાય છે કે જેને આપણે પરિપૂર્ણ અવસ્થા (Saturation) કહીએ છીએ; અને એની પરાકાષ્ટાની હદ આવી રહેતાં એ પાણી આ પૃથ્વીપર વરસાદરૂપે વરસે છે. એજ પ્રમાણે જ્યારે તમારૂં મન

કોઈ એક વિચારમાં ગ્રસ્ત થાય છે, એ વિચારમાંજ તે કે
તલ્લીન બની જાય છે ત્યારે એ વિચાર તમારા મનને વશ કરે છે
તમારા મનના અણુંએ અણુંમાં એ વ્યાપ્ત થઈ જાય છે. એ
વખતે તમે તમારા મનની સ્થિતિ અજબ જોશો. એ સ
તમારૂં મન તદ્દન શાંત, સ્થિર અને કોઇ અવર્ણનીય સ્થિતિ
હોય છે. લોકો આને અજંપાની સ્થિતિ (Unrest) કહે
મનની આ સ્થિતિ શાંત (Calm) અને ઘનતાની સ્થિ
(State of closeness) મળતી આવે છે. જ્યારે આ સ્થિ
એની હદ કરતાં આગળ વધી સંપૂર્ણ પરાકાષ્ટાની સ્થિતિ
પહોંચે છે ત્યારે મહાન દૈવી ગાયક, દિવ્ય વાદ્ય પોતાની દિ
વીણા પોતાના હાથમાં લે છે અને દિવ્ય વાદ્ય દ્વારા અલૌકિક
ઉત્પન્ન કરે છે—ત્યારબાદ આપણા વિચારોનું અને ચિંતાએ
સમાધાન એકદમ વીજળીના ઝબકારાની માફક હૃદયમાં થઈ
છે અને તત્કાળ સુખની વૃષ્ટિ થવા માંડે છે.

●

(૬૩)

ૐ

## પ્રભુઈચ્છા હંમેશાં સુખરૂપ જ હોય છે

પ્રભુઈચ્છા હંમેશાં સુખરૂપ જ હોય છે. જે કાંઈ થાય છે
રૂડા માટેજ થાય છે. સૌ થાય છે તે સારાને માટેજ. શું, તમ
મિલ્કત લુટાઈ ગઈ? પણ રડો છો કાં! શું ચોર લુટી ગય
અરે ભાઈ! એમ સમજીને રડ કે ચોરને ચોરી કરાવનાર અ
કોઈ નથી. એ ચોરનાર તો એ એકજ પ્રભુ છે. એજ પ્રભુ, એ
મનમોહન, એજ ચિત્તચોર અનેક બ્હાને તારૂં મન હરણ ક
ઇચ્છે છે! ગોપીઓનાં એથી વધારે બીજાં કયાં પુણ્ય ર
સુકર્મ હોય કે કૃષ્ણ ભગવાન માખણ ચોરી ખાય! ધન્ય છે રે

કે જેનું સર્વસ્વ ચોરાઈ જાય અને મન કે ચિત્ત પણ બાકી ન રહે! પ્રભુ તો સેવા માટે કમ્મર કસી રહ્યો છે. એણે તો સોગન લીધા છે કે સદૈવ તારા ભલાને માટેજ પ્રયત્ન કરવો. જો વસ્તુસ્થિતિ એમજ છે તો કોઇપણ બાબત માટે શોક કે ચિંતા કરવી એ કેવળ મૂર્ખતા છે. સર્વ દુઃખો મોકલવાનો પ્રભુનો હેતુ તને ઉન્નતિની નીસરણીએ ચઢાવવા અર્થે છે, તો પછી શા માટે ગભરાવું જોઈએ? જેને તું આપત્તિ સમજે છે તેમાં પણ પ્રભુનો સારો હેતુ છે તો પછી શોક શા સારૂ કરવો? મંગળમય પ્રભુ તો બધાની સર્વદા સહાયતા જ કર્યા કરે છે. જ્યાં આગળ એની ઇચ્છા આપણાથી સમજાય નહિ ત્યાં તેના કાર્ય ઉપર ઉંડો અને દૃઢ વિશ્વાસ રાખો.

●

( ६४ )

ૐ

## પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદથી રહેવું એમાં જ પરમ શાંતિ છે

ભાવિ માટે ચિંતા શા સારૂ કરવી? તેની પળ માટેની પણ ચિંતા કરવી તે વ્યર્થ છે. જે પહેલાં હતું નહિ અને ભવિષ્યમાં પણ રહેશે નહિ તેને સારૂ ચિંતા અને ફીકર શા માટે કરવી? આ અસ્થિર સંસારમાં સુખ દુઃખથી મનને વિચલિત કર્યા વગર પ્રભુ પ્રત્યેજ લક્ષ રાખવું અને તે જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદથી રહેવું એમાંજ પરમશાંતિ છે. સ્ત્રી, પુત્ર, ધન, દોલત વિગેરેનો બધો ભાર પ્રભુના જ ઉપર છે તો પછી ઘોડા ઉપર બેસી તેને વધુ ભાર ન લાગે તે માટે સાથેનો સામાન પોતાનેજ માથે ઉપાડી લેવાની મૂર્ખતા શા માટે કરવી? અન્નજળ પચાવવાની ફીકર નહિ રાખતાં છતાં કઇ શક્તિ ખોરાક વગેરે પચાવે

છે ? સ્નાયુઓમાં અને નસોમાં કોણ લોહી વહેવડાવી રહ્યું છે ? તારૂં શરીર અને કેશ કોણ મોટા કરે છે ? શું, એ બધાં તારા વિચાર અને શ્રમનાં ફળ છે ? ગાઢ નિદ્રામાં સૂતેલો પડયો હોય ત્યારે તારા પ્રાણની કોણ ખબર રાખે છે ? સારી પેઠે સ્મરણમાં રાખ કે જે શક્તિ તારા અન્નને હજમ કરે છે તેનેજ તારા ભરણપોષણની ચિંતા છે. તારાં શરીર, પ્રાણ, સ્ત્રી, પુત્ર, ધન દોલત વિગેરે સર્વનો આધાર એજ છે. આમ છે છતાં પોતાનું આખું જીવન, શરીર અર્થાત્ પેટના ધંધાઓમાં ખરચી નાખવું અને આત્માને બરબાદ થવા દેવો એ વાત અતિશય શોચનિય છે. એ તો આ લોક અને પરલોક માટે કાંટા વાવવા જેવું છે. આનંદસાગર પરમાત્મા ઉપર બધો ભાર ફેંકી દે અને હલકો થઇ જા. પછી જો કે તારા ભ્રમરની એક સંકેત માત્રથી એ સર્વ શક્તિવાન પરમેશ્વર, સમસ્ત ગ્રહો અને રાશીઓને અસ્તવ્યસ્ત કરી નાખશે.

●

(૬૫)

ૐ

## પ્રભુના દિવ્ય નિયમની સભ્યતાનો અનુભવ તો કરો!

આ સમસ્ત જગત ઉપર આપણા દૈવી આત્મા સિવાય બીજી કોઇપણ સ્વતંત્રતા રાજ ભોગવતી નથી તો પછી શા સારૂ કોઇની કૃતઘ્નતા વિષે બડબડાટ કરવો ? વળી કોઈનું જરા કામ કર્યું કે બળાત્કારે વ્યાજ સહિત તેનો બદલો લેવાની દોડાદોડ શા સારૂ કરવી ? પળેપળે ધૈર્ય અને શાંતિ રાખે જવી. ઇશ્વરને માત્ર એક હાથ નથી. સર્વ હાથો તેનાજ છે, બધી આંખો તેનીજ છે, અને બધાં મસ્તકોનો માલેક તેજ છે. આપણું કામ તો ફક્ત ઇશ્વરની સાથે છે. મિત્ર અથવા શત્રુ જેવી દેખીતી છાયા સાથે કાંઇ કામ નથી. આપણું કોઇપણ નિઃસ્વાર્થ કર્મ ઇશ્વરને દેણદાર

બનાવે છે. લેતી વખતે તેણે જે હાથ વાપર્યો હતો તે હાથ કદાચ આપતી વખતે ન પણ વાપરે; પરંતુ કોઈ બીજા હાથદ્વારા (માણસ દ્વારા) તે આપણું દેવું વ્યાજ સહિત ચૂકવી આપશે. વિવેક કરવામાં પ્રભુ પાછો પડે તેમ નથી. એક બ્રાહ્મણને જ્યારે જીવતો બાળી નાખવાની તૈયારી થતી હતી તેવામાં તેણે અગ્નિને વિનતિ કરી કે "હે અગ્નિ! આ દેહનું ભાન લવલેશ જેટલું પણ મને રહ્યું છે એવું જો તને લાગે તો આ દેહને જરી પણ બચાવીશ નહિ. તેને બાળી નાખ, કૃપા કરીને તેને બાળી ખાખ કરી નાખ." અગ્નિએ તેને માનપૂર્વક જવાબ આપ્યો:–"મારા માલિક! તું જીવતો રહે અને તારા ચરણમાં મને મરવા દે." ઇશ્વરી નિયમ આવો છે. વર્તનની સભ્યતામાં ઇશ્વર ઉતરે તેમ નથી. જો એક વખત આપણે ઈશ્વરી સત્ય સ્વરૂપને ઓળખવા પામીએ તો કાર્ય કારણભાવ વિગેરે નિયમો–ગ્રહો અને નક્ષત્રોની માફક આપણી આસપાસ ફરવા માંડે છે; એટલુંજ નહિ પણ ભોજન વખતે બાળકો, જેવી રીતે પોતાની માતા પાસે જાય છે તેવી રીતે તેઓ આપણી પાસે આવે છે.

●

(૬૬)

ૐ

## "પરમાત્મા પ્રભુનું સર્વવ્યાપકપણું" તેની પૂજા અને ભક્તિનું રહસ્ય.

રામ કહે છે કે:–"શરીર એ આત્માનું–ઈશ્વરનું મંદિર છે." પણ આ વાક્યનો આજ કાલ બહુજ અનર્થ થાય છે. શું, એનો અર્થ એવો થાય છે કે તમારે શરીરનું–દેહનું રક્ષણ કરી ઈશ્વરને તદ્દન વિસારી મૂકવો? લોકો તો બસ મંદિરનેજ સર્વસ્વ માની લઈને અંતર્યામી ઇશ્વરને ભૂલી જાય છે. દેવાલયને–દેહને વીસરી

જવું અને અંતરના દેવનો ઉપયોગ કરવો એજ દેવાલયનો સદુપયોગ છે. પરમાત્મા પ્રભુ સર્વવ્યાપક નથી? તે કયાં નથી? સૂર્ય પણ પરમાત્માનું મંદિર છે. ચંદ્ર અને બધા તારાઓ ઈશ્વરનાં મંદિર છે. રામ કહે છે કેઃ–પ્રત્યેક કણ ઇશ્વરનું દેવાલય છે અને પ્રત્યેક વસ્તુમાંથી પરમાત્માનો બોધ મળે છે. શરીર એ તમારી સૌથી નજદીકનો પદાર્થ છે માટે નજદીકનું મંદિર છે, પણ એ મંદિરને તમારૂં સર્વસ્વ માની લેવાનું નથી. એ જડ પદાર્થોમાં આત્માની તાદાત્મ્યતા કરવી એ સર્વ પાપોની જડરૂપ ઘોર પાપ છે. તાદાત્મ્યતા તો તમારે તમારા અંતર્યામી દેવ સાથે કરવાની છે અને એમ કરવાથી સમસ્ત વિશ્વ તમારૂં મંદિર બની જશે, પદાર્થમાત્રમાં પ્રભુની ઝાંખી થશે અને તમારી પ્રત્યેક ક્રિયા ઇશ્વિરની પુજારૂપ બની જશે.

●

( ૬૭ )

ૐ

## પ્રતિમા અને તેની પૂજાનું રહસ્ય.

પ્રતિમા એટલે જે વસ્તુથી બીજી કોઈ ચીજનું માપ કાઢી શકાય તેનું નામ પ્રતિમા. હિંદુધર્મમાં સૂર્ય, ચંદ્રરૂપી ઉચ્ચ પ્રતીકોથી માંડી ઉતરતાં કાળા કે ધોળા પથ્થરની પ્રતિમાને પણ સ્થાપિત કરી છે. પ્રતિમા બનાવવાનું રહસ્ય એજ હતું કે પથ્થરને પણ બ્રહ્મ જાણીએ ત્યારેજ બ્રહ્મદષ્ટિનો સમુદ્ર રેલી રહે; પદાર્થ માત્ર તથા સમસ્ત જગત બ્રહ્મરૂપજ પ્રતીત થાય. પરંતુ જો એ નાનો પથ્થર બ્રહ્મજ છે, એવોજ બ્રહ્મ છે એમ માનીને મૂર્તિપૂજા થાય તો પૂજા કરનારની બુદ્ધિ પથ્થરરૂપ જડ જ બનવાની. વ્યવહારમાં પથ્થરને ભગવાન માનવા, તેની પૂજા કરવી અને બીજી બાજુ આચરણમાં મનુષ્યની છાયાથી પણ ઘૃણા પામી ક્ષુદ્રાદિને અડકવામાં પાપ

માનવું, લડાઈ ટંટા કજીઆ વિગેરેને માન આપવું એને તે ભલા પૂજા અને ભક્તિ કેવી રીતે કહેવાય ? પ્રતિમાને પૂજવી, દેવદર્શને જવું, ત્યાં માળા ફેરવવી અને પ્રભુની પ્રતિમાની ચરણપૂજા કરવી માત્ર એટલાથીજ નભે નહિ; પરંતુ મનુષ્યે પોતાના જાતિબંધુઓ તરફ પણ પોતાની ફરજો અદા કરવાની છે. મિત્ર અને શત્રુ ભાસતા સ્વરૂપોમાં વ્યક્તિત્વ, અસ્તિત્વ અને સત્યત્વ એટલે બધે અંશે માની લેવું કે જેથી એકજ ગુપ્ત વ્યક્તિ અદ્વૈત પરમાત્માનું ભાન પણ ન રહે એનું નામજ મૂર્ત્તિપૂજા. ગુલાબના ઉદ્યાનોમાં અને આમ્રવૃક્ષની વાડીઓમાં જે દિવ્ય તત્ત્વ છે તેજ તત્ત્વ જેઓ સ્ત્રીઓમાં અને પુરૂષોમાં જુએ છે તેઓ આ સમસ્ત જગતને સ્વર્ગીય નંદનવન માને છે. એવા આત્માઓને ધન્ય છે !

●

( ૬૮ )

ૐ

## પ્રભુના દેહને–જડને ભલે ના પૂજો પણ તેના ઉપદેશો ઉપર પગ મૂકશો નહિ

હિન્દુસ્થાનના ભગતો ! ગોપીઓના અને ચૈતન્યના પ્રિયકર (ઈશ્વર)ને ખુંચાવી લેવાને તમે બધા એકે પગે તૈયાર થઈ રહ્યા છો પણ ગોપીઓ અને ગૌરાંગના જેવો શુદ્ધ અને ઉચ્ચ પ્રેમ તમારામાંથી કેટલા જણા ધરાવે છે ? પેલા સુંદર ગોવાળીઆને માત્ર પથ્થરની મૂર્તિમાં ગોંધી રાખવાથી નહિ પણ દિવ્યપ્રેમી ભગવાનને, ચંડાળ ચોર પતિત વિગેરે સર્વમાં સમાનભાવે જોવાથીજ તમે ઇશ્વરના સાચા પ્રેમી બનશો. રોદન, યાચના આદિ દીનવૃત્તિમાં ભક્તિ સમાયલી નથી ! પણ અનિર્વચનીય સમાનતા, અપ્રતિમ લાવણ્યતા અને તીવ્ર વૈરાગ્ય એનું જ નામ ભક્તિ છે. આજકાલ બહુધા એમ બને છે કે લોકો પોતાની જાતને ઈશ્વરત્વ ન આપતાં

ઇશ્વરને મૂર્ત્તિમાન બનાવી મનુષ્યનું રૂપ ધારણ કરાવે છે. અરે પ્યારા બંધુઓ ! કૃષ્ણ જેવા કોઈ મહાત્મા દેહ ધારણ કરી ગયા હોત તો તે તમારા શરીરમાં અત્યારે પણ હયાત છે માટે તમે પણ કૃષ્ણ બનો. વ્યક્તિભેદને ભૂલી જઈ અંતર્યામી ઈશ્વરનાં દર્શન કરો. લોકો ઈસુખ્રીસ્ત, હજરત મહમદ, કૃષ્ણ વિગેરે મહાત્માઓના શરીરને પવિત્ર સમજીને શરીરને–મૂર્ત્તિને વિશેષ મહત્ત્વ આપે છે પણ તેમનાં પવિત્ર વચનો અને ધર્મગ્રંથોને પગતળે કાઢી નાખે છે. અરે ભોળા લોકો ! એ મહાત્માઓને તો એમના શરીરની જરાએ કિંમત નહોતી. એ મહાત્માઓ તો સર્વ શરીરોમાં, પદાર્થોમાં પ્રાણી માત્રમાં ઇશ્વરનાં દર્શન પામતા હતા અને દેહાધ્યાસથી મુક્ત થવાનો ઉપદેશ આપતા હતા. તેઓ તમને એ શરીરભાવથી પર થવાનો બોધ આપી ગયા છતાં તમો તો તેમના ઉપદેશો જ ઉપર પગ મૂકશો પણ શરીરને–જડને પૂજતા નહિ અટકો.

●

(૬૯)

ૐ

## શિષ્ય તારો, પણ આજ્ઞા ન માનું. વિવેક વગરનું જ્ઞાન તે અજ્ઞાન જ છે, પાપ જ છે

એકવાર એક મહાત્મા બહુ થાકી ગએલા હોવાથી સૂઈ ગયા અને પોતાના એક શિષ્યને હાંક મારીને કહ્યું:—"બેટા ! મારૂં બધું શરીર દુઃખે છે માટે જરા ધીમે ધીમે તારા પગ વડે મ્હારા શરીરને ગદડ." પેલા શિષ્યે કહ્યું:—"અરે ગુરૂજી ! એવું તે થાય ખરૂં ? આપ પૂજ્ય ગુરૂજીના શરીર પર મારા પગ હું કેવી રીતે મૂકું ?" એટલે ગુરૂએ કહ્યું:—"બેટા ! હું બહુજ થાકી ગયો છું, માટે આવ, જરા પગ વડે ચાંપ." શિષ્ય તો રડવા માંડયો. તેને

ઘણુંએ સમજાવ્યું પણ માને જ નહિ. ત્યારે ગુરૂએ કહ્યું:—" અરે મૂર્ખ! મારા શરીર પર પગ મૂકતાં તને પાપ લાગે છે, પણ મારી આજ્ઞાનો ભંગ કરતાં તને પાપ નથી લાગતું? મારા વચનને તો પગ તળે કચરી નાખે છે એમાં તને પાપ નહિ લાગે કાં?"

બંધુઓ! આ જ પ્રમાણે બધાએ પાપો વિવેકના અજ્ઞાને કરીનેજ થાય છે. બધાએ અપરાધો અને દોષો આ અજ્ઞાનનાં વિવિધ નામ રૂપજ છે. ધર્મનું, જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના તમારાં પાપો દૂર કરવા ગમે તેટલા પ્રયત્ન કરશો તો તે બધાએ નિષ્ફળ જશે. વિવેક વગરનું જ્ઞાન તદ્દન નકામું છે. જો જ્ઞાન વિવેક સહિત હશે તો તમારા માટે કોઈપણ જાતનું પાપ નહિ રહે.

●

(૭૦)

ૐ

## અજ્ઞાન એ સર્વ પાપોનું અને દુઃખનું મૂળ છે

આપણને જુદી જુદી જાતના સંતાપ, ત્રાસ અને ચિંતાએ થયાજ કરે છે. શરીર અને મનના અનેક ક્લેશો આપણને સહન કરવા પડે છે, આપણે ત્રિવિધ તાપમાં બળીને ખાખ થઈ જઈએ છીએ; આ બધાનું કારણ ફક્ત એકજ છે. તે એ કે અજ્ઞાનના આવરણે કરી પરમેશ્વર, પરમપુરૂષના કરતાં વધારે પ્રીતિ, વધારે આસક્તિ, વધારે વિશ્વાસ અને વધારે શ્રદ્ધા, આપણે આ નામ રૂપાત્મક મિથ્યા માયિક જંજાળમાં રાખીએ છીએ. ઈન્દ્રિયોએ જે વાત ખરી કહીને તમારા અંતઃકરણમાં મજબૂત વિશ્વાસ બેસાડયો છે તે સર્વે ઈંદ્રિયગોચર વસ્તુઓ ખરૂં જોતાં વસ્તુ નથી પણ અવસ્તુ છે માટે ઇંદ્રિયોમાં ફસી જાઓ નહિ. કોઈ તમારાં નામ પાડે, કોઈ તમારી ટીકા કરે, કોઇ તમને ગાળો દે અથવા વખાણી

વખાણીને છાપરે ચડાવે કે વખોડીને હેઠા પાડે તોએ તમે એમાંના કોઇ પણ ફિસાદોમાં ફસાશો નહિ. એ સ્તુતિ અને નિંદાઓ વગેરે સર્વ મિથ્યા છે. બાહ્ય વસ્તુઓ અને વ્યક્તિઓ ઉપર ચોંટેલો તમારો મોહ અંતઃકરણમાંથી ઉખેડીને ફેંકી દો અને તેની ઉપરની શ્રદ્ધાનાં મૂળ જડથી ઉખેડી નાખો. આમ કરશો એટલે આખું જગત પલટાઈ ગએલું લાગશે. તૂટી પડવાને ઝઝૂમી રહેલાં તમારાં સંકટો, સર્વ જાતની ચિંતાઓ અને દુઃખો પલાયન કરી જશે–અલોપ થઈ જશે; પહેલાંની વિષમ પરિસ્થિતિ પલટાઈ ગએલી તમારા જોવામાં આવશે અને જગતજંજાળ ભ્રમણા માત્ર ભાગી જશે. આ વાતને દિલમાં ઉતારો અને દિવ્ય જ્ઞાનનો અનુભવ કરો.

●

(૭૧)

ૐ

## પશ્ચાતાપના અશ્રુવડે શુદ્ધ ચિત્તે ધોવાય તો સર્વ પાપો ધોવાઈ જાય

ભેદવાદી કે અભેદવાદી, ભક્ત કે કર્મકાંડી, હિંદુ કે અન્ય ધર્મી, સર્વે "શિવોહમ્" "શિવોહમ્" કહે છેજ. સૌ પોતે પોતાના મનમાં શ્રેષ્ટ અને સિદ્ધ જેવા માને છે. જે ભેદવાદી ભક્ત, મંદિરમાં દેવની પાસે હમણાંજ પોતાને નીચ, પાપી, અધમ, મૂર્ખ કહેતાં થાકતો નથી તેને બહાર બજારમાં આવતાંજ જો કોઇ "અરે ઓ નીચ" કહીને બોલાવે એટલે જોઈ લો કે કચેરીમાં કેવી ગતિ થાય છેઃ મનુષ્યો "વાસુદેવોહમ્" વાણીથી તો બોલી રહ્યા છે; પણ એ કથન તો માત્ર કટાઈ ગયેલા ત્રાંબાના પાત્રમાં ખીર બનાવી ઝેર ખાઇને મરવા જેવુંજ છે. "રામ" નો ઉપદેશ તો એ છે કે "ખીર ખાવી" પણ મેલા અને કટાયલા ત્રાંબાના પાત્રમાં નહિ. દેહાભિમાનરૂપી મેલ ભરી રાખી, ઉપર

"શિવોહમ્" નો ઢોળ ચઢાવવાનો નથી. ભાઇ ! સાચી ઉપાસના તો એનું નામ છે કે જેમાં જીભ તો શું પણ શરીરના પ્રત્યેક સ્નાયુ શાન્ત થઇ જાય ને નાડી માત્રનાં પરમાણું હલમલી રહે. એમ સ્વતઃ ન થાય તો આંખો મરડો, નાક મરડો, કાન મરડો, ગાઓ, બજાવો, નાચો, કૂદો એ સર્વ ચિત્રો કોઈ કુશળ ચિત્રકારનાં નિર્જીવ ચિત્રોજ માત્ર છે. પછી તે ચિત્રને અતિ સુંદર કહો કે રવિવર્માનું કહો પણ માત્ર એ નિર્જીવ ચિત્રથી શું લાભ ભલા ! ! ખાલી નમાજ, ખાલી માળા કે જપ, ખાલી રોઝા કે એકાદશી આદિ વ્રત, તેમજ ખાલી પાઠપૂજા એ સર્વે ઘી ગોળ વગરના માત્ર લોટ અને પાણીના લાડુ જેવા છે. પ્રેમ, શ્રદ્ધા કે પશ્ચાતાપનું એક પણ અશ્રુબિંદુ તો ટપકતું નથી અને હૃદય તો જરાએ પીગળતું નથી. ઉપવાસ અને પરહેજગારી (તપ) એ સૌ આંસુ-ભરી આંખો વિના વ્યર્થ છે. જે નયનમાં આંસુ (ઇશ્વરનાં વિરહાશ્રુ) નથી એ નયન આંધળાં ભલાં છે, અશ્રુપૂર્ણ નયનથી, હાથ જોડીને, ઘૂંટણ ઘસતાં ઘસતાં, માથું પછાડતાં પછાડતાં બળતા હૃદયથી, શુદ્ધ ચિત્તથી પશ્ચાતાપપૂર્વક પ્રભુપ્રાર્થના થાય તો પછી એવું કયું પાપ છે કે જે ધોવાઈ ન જાય ?*

---

* સ્વામીજીએ ક્રિયાઓ વગેરેને નકામી ગણી તોડી પાડી છે, એવો એકાંતિક અર્થ સમજી લેવાની ગંભીર ભૂલ ન થવી જોઇએ. ક્રિયા વિના કાર્યસિદ્ધિ હોઈજ ન શકે અને એ સિદ્ધાંતના સમર્થનરૂપે સ્વામીજીએ પોતેજ સંસારનો ત્યાગ કર્યો હતો; પરંતુ આજકાલ થતી ધાર્મિક ક્રિયાઓ સાચી સમજપૂર્વક થતી ન હોવાથી બકરું કાઢતાં ઊંટ પેસી જવાની પેઠે એક બાજુ ધર્મના નામે અનેક પ્રકારની ક્રિયાઓ થએ જાય અને બીજી બાજુ અનેક જન્મોએ પણ પત્તો ન લાગે એવી દુર્ગતિમાં પટકી નાખનારા માન, દંભ, અહંકાર, ઝેરવેર આદિ કષાયો તિવ્રપણે સેવાતા જાય-આમ અજ્ઞાનપણે અથવા તો સ્વચ્છંદપણે ધર્મના નામે-ભગવાનના નામે મુખ્ય-પણે અધર્મ સેવાતો હોઇ આત્મધર્મનું પરમરહસ્ય સમજાવવા સ્વામીજીએ ઉપરના ઉદ્ગારો કાઢયા છે એમ સમજાય છે.

(૭૨)

ॐ

# પાપોમાંથી મુક્ત થવા પ્રથમ મનને સ્થિર કરો.

તમારૂં મન દિવ્ય ભૂમિમાં રમણ કરે તે માટે નીચેનો ઉપાય અજમાવો. તમારાં દરરોજનાં સામાન્ય પાપો અને નિર્બળતાનું એક પત્રક બનાવો અને જે દિવસે અધોગતિએ લઈ જનાર અમુક ઈચ્છા ઉત્પન્ન થાય તે દિવસના ખાનામાં તે ઈચ્છાની સામે નિશાની કરી રાખો. આમ કરતાં કરતાં તમારી નિર્બળતા શી શી છે તે દેખાશે; પછી તે દૂર કરવા યત્ન કરો. જે દિવસે આવી અધમ ઈચ્છાને શરણે થાઓ, તેને બીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠી, એકાન્ત સ્થળે બેસી ઊંડો વિચાર કરજો ને પોતાના આત્માને સંબોધી, ઠપકો દઇ મનને સ્થિર કરજો; અને પુનઃ તે પ્રકારે પાપ ન થાય તેવી સાવચેતી રાખજો. જગતમાં અનેક ભાષણો થાય છે; નાના કે મોટા, પવિત્ર કે અપવિત્ર દરેક જણ ભાષણો તો આપે છે; પરંતુ જ્યાં સુધી પોતે પોતાનેજ ભાષણો આપી મનોબળ વધારે નહિ ત્યાં સુધી સર્વ વૃથા છે. પોતે પોતાના મનને શિખામણ દે તોજ શ્રેષ્ઠ થાય. મનુષ્યને કેટલીક વખત દિલગીરી પેદા થાય છે, તે વખતે યત્નથી તેનું કારણ શોધીને ઉપાય કરે તો તે દૂર થાય છે. દિલગીરી સમયે કોઇ મહાન તત્ત્વજ્ઞાનીઓનાં પુસ્તકો વાંચો કે જેથી તમારૂં મન દિવ્ય ભૂમિમાં રમણ કરે અને તમારી દિલગીરીનો ક્રમે ક્રમે જડમૂળથી નાશ થઈ જાય. આ પ્રમાણે માયાથી કોઇ પણ સમયે ન પલટાવાનો પ્રયત્ન કરતાં કરતાં મન ઉપર કાબુ મળે છે ને અંતે જય મળતાં મુક્ત થવાય છે.



(૭૬)

ૐ

## મનને સ્થિર કેમ કરવું ?

હર્ષશોકમાં ઝૂલતા મનને સ્થિર કરવા નીચે જણાવેલી વિધિ અતિ ઉપયોગી થઇ પડશે.

તમારે હમેશાં એકલા ફરવા જવું અને તેમાં પણ ચંદ્રના અજવાળામાં કે પરોઢીએ ફરવા જવું એ વિશેષ હિતકર છે. આપણે જ્યારે એકલા ચાલીએ છીએ ત્યારે મન પોતાનું અવિચ્છિન્ન બળ એકત્ર કરી પરસ્પર વિરોધી તત્ત્વોનો સંહાર કરી કલ્પનાશક્તિમાં લીન થાય છે. જ્યારે આપણી સાથે બીજું કોઈ હોય છે અને આપણી સાથે વાતો કરીને પોતાના વિચાર આપણા મગજમાં ઠસાવવા પ્રયત્ન કરતું હોય છે; તે સમયે જે ઉત્તમ વિચારો પ્રાપ્ત કરવાનો ઉત્તમ પ્રસંગ એકલા ફરવાથી મળવાનો હોય છે તે શુભ તક આપણે ગુમાવીએ છીએ. ચાલતાં ચાલતાં જ્યારે આપણે અત્યુત્તમ વિચારમાળામાં મગ્ન થઈ જઇએ છીએ ત્યારે તે સમયે ઉત્તમ વિચારો આપણને શોધતા આવે છે. માટે એકલા ફરવા જવું એ અતિ ઉપયોગી છે. ઉગતા કે આથમતા સૂર્યની સામે, નદીના કિનારે કિનારે, શાંત, શિતળ, મંદ વાયુલહેરીનો આનંદ લેતાં લેતાં ફરવાથી તમે પ્રકૃતિ સાથે, સકળ વિશ્વ સાથે એકતા અનુભવશો. વળી તમે તમારી પાસે એકાદ એવું પુસ્તક રાખો અથવા એવાં કેટલાંક સ્તોત્રોનો સંગ્રહ કરો કે જે તમારા હૃદયમાં અંતઃસ્ફુરણા કરે, જે તમારા હૃદયમાં દિવ્યતા, ઉત્સાહ, આનંદ અને ઉન્નત ભાવ પ્રેરે તેને તમે તમારી નોટબૂકમાં ઉતારી લો. એવી નોટબૂક સદા તમારી પાસે ને પાસે રાખો. તમારા કોઈ મિત્રની સાથે અથવા કોઇ પણ પ્રતિકૂળ સ્વભાવવાળા માણસ સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવ્યા પછી તમારા મનને તે વાતચીતના વિચારોમાં ન જવા દેતાં તરજ પેલી નોટબૂક લઈ તેની અંદરના ઉત્તમ ફકરાઓ તમારે વાંચવા અને મનને સ્થિર કરવું.

## ( ૭૪ )

ૐ

# ચિત્તને પ્રસન્ન રાખવા સત્વગુણી આહારની ખાસ જરૂર છે.

ખાવાપીવાના વિષયમાં અનિયમિત રહેવું એ પણ તમારા અનેક પાપના કારણભૂત છે. પુષ્કળ અજીર્ણ થાય એવાં અન્ન ખાવાં, શરીરમાં મળ ઉત્પન્ન કરનારા અને તમોગુણ વધારનારા પદાર્થોનું સેવન કરવું એ વેદાંતની દૃષ્ટિએ પાપનું મૂળ છે. ખાવા પીવાની બાબતમાં દુર્લક્ષ રાખીએ; ભક્ષાભક્ષનો વિધિનિષેધ ન રાખીએ તો તેમાંથી અનેક પાપ ઉત્પન્ન થાય છે. અજીર્ણને લીધે આપણો મિજાજ ઠેકાણે રહેતો નથી અને પછી સર્વ પ્રકારનાં પાતક કરવા આપણે તૈયાર છીએ. ભક્ષ્યાભક્ષ્યની બાબતમાં જે પાપ કરે છે તેને અજીર્ણ થાય છે અને તે વેદાંતની દૃષ્ટિએ ધર્મ-શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પંચ મહાપાતકનો ભોગી થાય છે.

અલ્પ તેમજ સત્વગુણી આહારથી ચિત્ત બહુજ પ્રસન્ન રહે છે. ગરમ અને વિલંબથી પચે તેવી વસ્તુઓ ખાવાથી પ્રકૃતિ હંમેશાં ખરાબ રહે છે. વળી ઉપવાસ સંબંધમાં રામનું એટલુંજ કહેવું છે કે ઉપવાસ એ માત્ર સહાયતારૂપે થવો જોઇએ. અમુક દિવસેજ ઉપવાસ કરવો એ રીત ભૂલ ભરેલી છે; કારણ કે તે તો ઉપવાસના ગુલામ થઈ પડવા જેવું છે. ખરૂં પૂછો તો સ્વાર્થી ઇચ્છાઓ, લાલચો વગેરેને ખોરાક ન આપવો તેજ ખરો ઉપવાસ કહી શકાય.



(૭૫)

ૐ

## તમારા મનને દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખો.

તમારા અંતઃકરણમાં બિરાજી રહેલો તમારો અંતરાત્મા દૈવી અને ઈશ્વરી છે. જો તમે કુદરતના નિયમાનુસાર તમારૂં વર્તન રાખો તો તમારૂં જીવન હંમેશાં પ્રેરણામયજ રહેશે. જો તમે તમારા આત્માના અનુસંધાનમાં રહેશો તો તે બધો વખત તમને સ્ફુરણા થયા કરશે. જો તમને હાલ તમારા હૃદયમાં સ્ફુરણ થતું ન હોય તો થોડા વખત સુધી તમે એકાંતમાં રહો, તમારા શરીરને દિવસનો થોડો ભાગ આ દુનિયાની વસ્તુઓની અસરોથી અલગ રાખો, તમને અંતઃકરણમાં સ્ફુરણ થાય તેવાં પુસ્તકો વાંચો, જે પુરૂષના સંસર્ગમાં રહેતાં તમે ઉન્નત સ્થિતિમાં આવો એવા પુરૂષોનો સત્સંસર્ગ કરો, તમારો કેટલોક વખત ધ્યાનમાં ગાળો, આવી રીતે કરવાથી તમારી પોતાની નૈસર્ગિક પ્રેરણાની અદ્દભુત શક્તિ તમને પાછી પ્રાપ્ત થશે. શું, દરરોજ તમારે તમારૂં શરીર ન્હાઈધોઈને સ્વચ્છ રાખવું નથી પડતું? શું, દરરોજ તમારે તમારૂં ઘર વાળી ઝૂડીને સાફ કરવું નથી પડતું? આવીજ રીતે તમારે તમારા મનને પણ દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી દુનિયાના વિચારો, દુનિયાની લાલચો અને દુનિયાના વિષયોના ઉપભોગની વાસનાઓ અથવા "હું કરૂં છું" એવા અહંતાના ખ્યાલો તમારામાં મોજૂદ છે; જ્યાં સુધી તમારૂં દેહાભિમાન નાશ નથી પામ્યું ત્યાં સુધી તમારા માટે કોઈ પણ જાતની આશા નથી. દેહાભિમાનના નાશ સિવાય દિવ્ય અંતઃપ્રેરણા થવા માટે બીજો કોઈ પણ રસ્તો નથી.

●

(૭૬)

ૐ

# ગમે તેવી આપત્તિઓ વચ્ચે મનને સ્થિર રાખતાં શીખવું જોઇએ

કોઈ એક માણુસ ઘોડા ઉપર બેસીને કોઈ દૂરના દેશમાં જતો હતો. રસ્તે જતાં એક રેંટવાળો કૂવો આવ્યો, તેમાંથી વહેતું પાણી પાવા પોતાનો ઘોડો તેણે કૂવા આગળ લીધો. ઘોડાએ આવા રેંટનો અવાજ કદી નહિ સાંભળેલો તેથી તે ભડકયો અને પાણી પીધું નહિ. આથી ઘોડાવાળાએ તે અવાજ બંધ કરવા રેંટ ચલાવનાર ખેડૂતને કહ્યું. ખેડૂતે રેંટ ચલાવવો બંધ કર્યો એટલે અવાજ બંધ તો થયો પણ ત્યાં પાણી આવતું પણ બંધ થઈ ગયું. આ જોઈ ઘોડાવાળાએ કહ્યું કે: "અરે, વિચિત્ર ખેડૂત ! તને મેં અવાજ બંધ કરવા કહ્યું હતું, કાંઇ પાણી બંધ કરવાને કહ્યું નહોતું." ખેડૂત બોલ્યોઃ–"સાહેબ ! તમારી સેવા કરવા તૈયાર છું પણ દિલગીરીની સાથે જણાવવું પડે છે કે તમારી માગણી મારી શક્તિની બહાર છે. જો તમારા ઘોડાને પાણી પાવું હોય તો તેજ વખતે તમારા ઘોડાને થાબડી પંપાળીને પાણી પાવું જોઈએ; કારણ કે પાણી હંમેશાં આવા અવાજ સાથેજ આવે છે." રામનું પણ તમને એ કહેવું છે કે દરેક પ્રકારના અવાજ અને ધાંધલ વચ્ચેજ નહિ પણ ગમે તેવી આપત્તિઓની વચ્ચે તમારે વેદાંતની પ્રતીતિ કરવી જોઇએ. આ દુનિયામાં તમે તમારી જાતને એવા કોઈપણ સ્થળમાં નહિ લઈ જઈ શકશો કે જ્યાં બહારનો અવાજ અને ધાંધલ હોયજ નહિ. તમે ભલે હિમાલયના શિખરપર જઇને વસો તો ત્યાં પણ આસપાસની ઉપાધિ અને ધાંધલ હશેજ; ત્યાં પણ તમને ઉપાધિ તો નડવાનીજ. જ્યાં જવું હોય ત્યાં જાઓ પરન્તુ

એ ઉપાધિ અને ધાંધલ કદી તમને છોડશે નહિ અને સદા તમારી સાથે રહેવાનાંજ. આ ઉપરથી સાબિત થાય છે કે તમારે તમારા આત્માની પ્રતીતિ ગમે તેવા વિપરીત સંજોગોની વચ્ચેજ કરવી જોઈએ.

●

(૭૭)

ૐ

## મનને સમતોલ બનાવવા પવિત્ર પ્રણવ મંત્ર ૐ નું ગાન કરો

ओम् ॐ ओम्

આ પવિત્ર પ્રણવ મંત્રના વિષય ઉપર સંસ્કૃતમાં પુસ્તકોનાં પુસ્તકો ભરેલાં છે અને હજી પણ લખાતાં જાય છે. ખરી રીતે સર્વ વેદો, વેદાંત અને સર્વ પવિત્ર શાસ્ત્રો ૐ ઓમ્ શબ્દમાં સમાઈ ગયેલ છે. આ ઓમ્ શબ્દ મોહક છે. જે કોઈ મનુષ્ય આ શબ્દનું ગાન કરે છે તેનું મન સ્થિર બને છે. તેના સર્વ વિચાર અને સર્વ લાગણીઓ સમતોલ બને છે. તે આત્મામાં શાંતિ રેડે છે અને મનને ઈશ્વર સાથે જોડી દે છે. વિજ્ઞાનશાસ્ત્ર આનું કારણ ભલે ન સમજાવી શકે પરંતુ આ સત્ય અનુભવસિદ્ધ છે. ओम् શબ્દની સર્વવ્યાપકતા, સર્વજ્ઞતા અને શક્તિને વિજ્ઞાનશાસ્ત્ર ન સમજાવી શકે તેમાં તેનીજ ન્યૂનતા છે.

હિંદુઓમાં ઘણા ઘણા પંથો છે પરંતુ સર્વ પંથો ओम् શબ્દને અંતઃકરણથી પૂજનીય ગણે છે. મુસલમાન, ક્રિશ્ચિયન એ એ સર્વ પણ પ્રાર્થનાની અંતે આમીન–ઍમેન શબ્દોનો ઉચ્ચાર કરે છે. જ્યારે વિચાર વિરમે છે અને મન આત્મામાં ભળે છે ત્યારેજ બોલાય છે. ओम्, आमीन કે ઍમેનનો અર્થ વાચાનો અંત કે જ્ઞાનનો અંત એજ છે.

આ પવિત્ર પ્રણવ શબ્દ, સત્ય વસ્તુ કઇ છે તેનો ભેદ ખોલે છે; માટે જે સમયે આ મંત્રનો ઉચ્ચાર કરો તે સમયે તન મનથી તેમાંજ મચી રહો. તમારા આત્મામાં ઓતપ્રોત થઈ જાઓ. તમારી રગેરગે, નસેનસમાં આ મંત્રનો ધ્વનિ જાગૃત કરો. તમારા હૃદયમાં તેના ધબકારા વાગવા દો. તમારા લોહીના ટીપેટીપામાં આ મંત્રનો મધુર રસ રેડો. તમે પોતેજ સાક્ષાત સ્વયંભૂ, તેજના પણ તેજ, અખિલ વિશ્વના નિયંતા પરમ પ્રભુ અને સત્ય સ્વરુપ થઈને રહેશો. સૂર્યમંડળ, ચૌદ ભૂવન અને અખિલ બ્રહ્માંડ તમારાં ગાન કરશે અને સર્વ પ્રકૃતિ દાસી થઇ હાથ જોડી તમારી સમક્ષ ઉભી રહેશે.

●

( ૭૮ )

ॐ

## સમજ્યા વિના ॐ ओम्‌નો ઉચ્ચાર કરે જવાથી કંઈ ફાયદો છે ?

ओम्‌ ॐ ओम्‌

હિમાલયના જંગલોમાં વસતા સાધુઓ પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરે છે જેથી ઘણી વખત સર્પો, હરણો અને બીજાં જંગલી પ્રાણીઓ પોતાનાં રહેઠાણમાંથી તે સાધુઓની પાસે આવે છે. હવે આ પ્રાણીઓ ગાયન સંબંધી કંઈપણ સમજતાં નથી. ओम्‌નું તેમને ભાન હોતું નથી છતાં પણ તેની અસર તેમના ઉપર થાય છે. માત્ર ઉચ્ચાર નાદથીજ આટલી બધી અસર થાય તો ખરા સમયે સતત ओम्‌નો ઉચ્ચાર થવાથી આપણા જીવન ઉપર તે અસર કેમ ન કરે ?

પ્રણવ મંત્રમાં ત્રણ વાનાં રહેલાં છે. પહેલો તેનો નાદ, બીજું તેના અર્થનું જ્ઞાન, અને ત્રીજું આપણી વર્ત્તણુંકમાં—કૃત્યોમાં તેનો ઉપયોગ. જે મનુષ્ય આમ ત્રણે પ્રકારે ओम्‌નું ગુંજન કરે

છે તે પોતાના જીવને સતત એ ગાનરૂપજ બનાવે છે. દરેક વ્યક્તિ તેને પરમાત્મારૂપે ભાસે છે પરંતુ અર્થ સમજીને કે વર્તનમાં મૂકીને ના બોલી શકો તોપણ તેનો ઉચ્ચાર કરવાનો છોડી ના જ દેશો; કારણ કે તેની પણ અસર થાય છે જ. જો તમે ત્રણે પ્રકારે તેનો ઉચ્ચાર કરશો તો તે પૂર્ણ અસર કરશે. શરૂઆતમાં કદાચ તેની અસર નહિ જણાય પરંતુ અંતે ખાત્રી રાખો કે તેનું ફળ મળે છેજ. ઓમ્‌ને શરીરરુપી ટાંકીમાં રેડે જઈએ તો એક વખત એવો આવશે કે દબાણ એટલું બધું વધી જશે કે તળીએથી દાટો નીકળી જઈ ટાંકીમાંથી મધુર રસ વહેવા માંડશે. અમુક સમય સુધી એ અસર નહિ જણાય પણ નિશ્ચયપૂર્વક માનો કે અસર થતીજ જાય છે.

●

(૭૯)

ૐ

## ગૃહસ્થાશ્રમમાં આત્મસાક્ષાત્કાર (દર્શન) થઈ શકે?

આ પ્રશ્નનો ઉત્તર હકારમાં આપી શકાય તેમ છે. તલવારની પેઠે કુટુંબનાં બંધનોનો આપણે કેવી રીતે ઉપયોગ કરીએ છીએ એના ઉપરજ એનો બધો આધાર રહેલો છે. આપણે અહીં એક દૃષ્ટાન્ત લઈએ:—એક ભલા માણસને ત્યાં એક બહુજ લુચ્ચો અને દુષ્ટ નોકર હતો. એની કામકાજ કરવાની રીતભાત એવી હતી કે ગંભીરમાં ગંભીર માણસને પણ ક્રોધ આવ્યા વિના રહે નહિં; પરન્તુ આ ભલા શેઠને એના કામથી કદી પણ ગુસ્સો નહોતો ચઢતો; ઉલટો એ નોકરની સાથે બહુ સભ્યતાભરી વર્તણુંક રાખતો. એ શેઠને ત્યાં એકવાર એક મહેમાન આવ્યો. એ અતિથીને એના કામકાજથી બહુજ કંટાળો આવ્યો અને તેથી નારાજ થઇને એણે શેઠને તેને બરતરફ કરવાની સલાહ આપી,

પણ પેલા શેઠે ઉત્તર આપ્યોઃ-"હું સમજું છું કે આપ મારૂં હિત ચાહો છો છતાં પણ મારે કહેવું જોઇએ કે હું એ વિષયમાં વધારે સમજું છું. મારૂં કામકાજ ખરાબ થાય છે અને મારા વેપારમાં નુકશાન પહોંચે છે એ બધું સારી પેઠે મારા ધ્યાનમાં છે; પણ એ નોકર પાપી, દુષ્ટ અને નિમકહરામ છે એટલા માટેજ એના પર મને પ્રીતિ ઉત્પન્ન થાય છે. આ માણસ મારા આધ્યાત્મિક વિકાસનું એક ઉત્તમ સાધન છે. એનાથી મારૂં આધ્યાત્મિક શરીર પ્રબળ થાય છે. આધ્યાત્મિક વિદ્યાનાં ઉચ્ચ ગુણો મારામાં કેટલા ખીલ્યા અને કેટલા અધુરા છે તેનું ભાન આ નોકરવડે કરવાનું બની શકે છે અને આ ભાનને લીધે એ ન્યૂનતા પુરવાની મને ચાનક રહે છે."

આ આદર્શ શેઠનું દૃષ્ટાન્ત આપી "રામ" તમારૂં એ વિષય ઉપર ધ્યાન ખેંચે છે કે તમને તમારાં સ્ત્રીપુત્રાદિ કુટુંબ વગેરે અવરોધરૂપ લાગે તો આ ભલા શેઠના દૃષ્ટાંતનું અનુકરણ કરજો અને તેમ કરવાથી તમારી સર્વ પ્રકારે ઉન્નતિ થશે એ ચોક્કસ માનજો. પરન્તુ એક વાત અહીં લક્ષમાં રાખવાની છે. તે એ કે આવી રીતનો સંયમ કેળવી, જો તેનો દુરૂપયોગ કરવામાં આવશે તો દુઃખ, સંકટ, અપયશ, આપઘાત વિગરે આપત્તિઓ એવડા જોરથી તમારાપર ફરી વળશે. આ જગતમાં પોતાના સ્વભાવપર કાબુ ધરાવનારા એવા ઘણાએ મનુષ્યો પડેલા છે પણ ત્યાં આગળ મોટી ખામી એ છે કે તેમનું લક્ષ અને તેમની આસક્તિ બાહ્ય પદાર્થોમાંજ દૃઢ થઈ ગયેલી હોય છે અને તેથી સત્ય ઉન્નતિ તેઓ મેળવી શકતા નથી. સદ્ગુણરૂપી રૂપિઓ આપીને આધ્યાત્મિક રૂપી હીરો મળે છે તે લેવાને બદલે અજ્ઞાનને લીધે એ બિચારાઓ કાચના ટૂકડા મેળવવામાંજ મચી રહ્યા છે !!

સજ્જનો અને સન્નારીઓ ! યાદ રાખજો કે પાર્થીવ ઉપભોગમાં વાવેલાં પ્રેમબીજમાંથી આધ્યાત્મિક ઉન્નતિ કદાપિ પણ થતી નથી.

થોડાક સમય સુધી આધ્યાત્મિક નિયમ એ પાર્થિવ ઉપભોગ કરવાની છૂટ આપે છે પણ જેવી તે જડ વસ્તુ તેના અંતઃકરણમાં સ્થાન ભોગવવા માંડે છે કે તરતજ એ વસ્તુ એની પાસેથી ખેંચી લેવામાં આવે છે. પ્રાચીન કાળથી આ વિજયી નિયમના આચારમાં એક પણ અપવાદ થયો નથી. તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય અંતર્યામી પ્રભુનો સાક્ષાત્કાર અનુભવવો એજ હોવો જોઈએ. ઈશ્વર સાથે અભેદ અનુભવવો, પ્રભુમાં પૂર્ણ તન્મય થવું અને આત્માનો સાક્ષાત્કાર કરવો એજ પ્રત્યેક સ્ત્રીપુરૂષના જીવનનો અંતિમ હેતુ હોવો જોઇએ. સર્વ ધર્મ શાસ્ત્રોમાંથી ધર્મનો મર્મ પણ એજ નીકળી આવે છે કે તમારે સર્વમાંથી નામરૂપ જોવાપણું તજી દઈને પ્રભુનો સાક્ષાત્કાર કરવો.

મારી માધુર્યની મૂર્ત્તિઓ! આમાંથી આપણે એ ઉપદેશ લેવાનો છે કે ધર્મના આ અલૌકિક મર્મને અનુસરીને આપણો ગૃહસ્થાશ્રમ સેવાય તો અતિસુગમતાથી આપણી ઉન્નતિ સાધી શકાય અને આત્માનો સાક્ષાત્કાર પણ કરી શકાય.

●

(૮૦)

ૐ

## ગૃહસ્થાશ્રમી ભલે રહે પણ દ્રષ્ટા તરીકે રહીને સર્વ કાર્યો કર

આ જગતમાં તું એક દ્રષ્ટા સમાન છે એમ સમજીનેજ સર્વ કાર્યો કરતો જા. લેશ માત્ર પણ બંધન થાય નહિ અથવા તો જેમ બને તેમ બંધન ઓછું થાય એ ખાસ યાદ રાખવું. જગત એ તારૂં નિત્યનું સ્થાન નથી પણ તારા પ્રવાસનું આશ્રમસ્થાન છે, એ સૂત્રને યાદ રાખી તેમાંથી શિક્ષણ મેળવી મુક્ત થવાનું છે. આ જગતને એક પુસ્તકરુપે સમજી લેવાનું છે. એ પુસ્તકનો અભ્યાસ

પરિપૂર્ણ કરી આખરે તેને મૂકી દેવાનું છે. કર્મના દાસ થવા માટે આ જગત નથી પણ તેમાંથી મુક્ત થવા માટે આ જગતનો ઉપયોગ કરવાનો છે. કોઈપણ વ્યક્તિ માટે કે શહેર માટે, દેશને માટે કે જગતને માટે એજ આશયથી કામ કરવાનું છે કે જેમાં લેશ માત્ર પણ ફળની ઈચ્છા રાખીશ નહિ. ગૃહસ્થાશ્રમમાં ભલે રહે પણ વિશુદ્ધ ગૃહસ્થાશ્રમી થવાનો પ્રયત્ન કરવો એજ કર્તવ્ય છે. નિષ્કામ કર્મનું ખરૂં રહસ્ય સમજી લો. દેહપાત થવાનો પ્રસંગ આવે તોપણ એક શબ્દ પણ બોલ્યા સિવાય દીન દુઃખીઓને મદદ કરવી જોઇએ. હજારો મનુષ્ય છેતરી જાય પણ તારા કર્તવ્યમાં ન્યૂનતા ન આવવા દેવી જોઇએ. ગરીબોને દાન કરવા બદલ ઉપકારનો બદલો મેળવવાની આશાનો અંકુર પણ ફૂટવા દેવો ન જોઈએ; એટલુંજ નહિ પણ તેવા પ્રસંગો પ્રાપ્ત થતાં પરમાત્માનો અને સહાય લેનાર સર્વ જીવોનો ઉપકાર માનવો જોઇએ. યાદ રાખ કે જગત તારૂં ઋણી નથી પણ તું જગતનો ઋણી છે.

●

(૮૨)

ૐ

## સંસારમાં ઉન્નતિ કોની થાય છે?

સંસારમાં બે પ્રકારનાં મનુષ્યો હોય છે. એક તો એવાં કે જેઓ પોતાનું ચિત્ત હંમેશાં ચિંતાગ્રસ્ત રાખે છે. સંતોષવૃત્તિ બિલકુલ મળે નહિ તેમજ આભારવૃત્તિ કે પોતાની આસપાસના પદાર્થોથી કદી સહાનુભૂતિ પણ હોય નહિ. કોઈ અતિ મહાન પદ્વી મળે તો પણ ચિત્ત શાંતજ રાખે છે. તેઓ આ વાતનું ધ્યાન નથી રાખતા કે જ્યારે ઉદરપૂર્ણ ભોજન મને પ્રાપ્ત થાય છે તો હવે હું શાંતિપૂર્વક સત્સંગ અને ભજનમાં થોડો વખત વ્યતિત કરૂં! પરંતુ માથા પર એવાજ ભૂતને સવાર રાખે છે કે

બીજાઓ વિશેષ કેમ કમાય છે? હું પાછળ શા માટે રહી ગયો? આવા પ્રકારનું અનુકરણ કરનારા મનુષ્યો સંસારમાં અનેક છે. એ લોક આધ્યાત્મિક જ્ઞાનમાં બાળક છે. તેઓ તુચ્છ બુદ્ધિવાળા છે. આવા પુરુષો પોતાની ઉન્નતિ નથી કરી શકતા. અન્ય પ્રકારના લોક સંસારમાં એવા હોય છે કે જેઓ પ્રાપ્તકર્ત્તવ્યોને દત્તચિત્તથી પૂર્ણ કરે છે અને કાર્યને ઈશ્વરકર્મ અથવા પોતાની ફરજ ( ધર્મ ) સમજીને કરે છે. પગાર કે ઈનામની દૃષ્ટિથી નથી કરતા કિન્તુ ખુદ કામમાંજ આનંદ માને છે. કામ ગમે તેવું હોય તોપણ કામમાં પ્રવીણ થવું અને ઉત્તમ કરી દેખાડવું એજ એમનું લક્ષ હોય છે. વળી કામ કરતાં કરતાં સમય મળે તો સત્સંગ અને ભજનમાં ધ્યાન આપે છે. આવા શુદ્ધચિત્ત પુરુષોનું સિફારસ પહોંચાડવાનું કામ નથી હોતું. પ્રભુ એવા પુરુષોનેજ ઉન્નતિ આપે છે અને પહેલા પ્રકારના લોક મ્હોં તાકતા રહી જાય છે.

●

( ૮૨ )

ૐ

## સંસારમાં વિજયી થવું હોય તો અહંકારનો લોપ કરી સર્વ કાર્યો કરો

કર્મ એટલે શું? કર્મ એટલે એજ કે કર્મના માટે કર્મ કરવું. ફળની આશા વગર કરવું તેનુંજ નામ કર્મ. પરિણામ તરફ ધ્યાન ન આપતાં કાર્ય કરેજ જવું તેનુંજ નામ કર્મ. દિવાના દાખલા ઉપરથી કર્મ અને તેનું રહસ્ય સ્પષ્ટ રીતે સમજી શકાશે. એકાદ ચીમની અથવા દીવો લો. તેનો પ્રકાશ કેટલો બધો આંખને અંજાવી નાખે તેવો હોય છે! દિવાને એ તેજ શાથી

મળે છે! સતત કર્માચરણથી–અહંકારનો લોપ કરવાથીજ! પરંતુ તે દિવાને, તેલ અને દિવેટને બચાવવાનો પ્રયત્ન કરવા દો જોઇએ? તુરત તે અંધકારમય થશે અને બધું ભાંગી પડશે; તેને વિજય નહિ મળે. વિજય પ્રાપ્ત કરવો હોય તો દિવાએ બળવુંજ જોઇએ, તેણે પોતાના તેલ અને વાટ બચાવવાની ઈચ્છા નજ કરવી જોઇએ. વેદાંત કહે છે તે એજ કે તમારે કંઈ પણ વિજય મેળવવો હોય તો તમારાં કર્મો વડે દરરોજની દિનચર્યાથી તમારાં મન શરીર અને સ્નાયુઓને તમારે બાળવાં જોઈએ. કર્મ-રૂપી અગ્નિમાં તમારે તેમનું દહન કરવું જોઇએ. તમારે તેનો ઉપયોગ કરવો જોઈએ. શરીર અને મનને દિવાની દિવેટની પેઠે બળતાં રાખવાં જોઈએ. શરીરને અને મનને ક્રૉસ (શૂળી) ઉપર ચડાવી કામ કરો, શ્રમ કરો, ઉદ્યોગ કરો એટલે તમારામાંથી પ્રકાશ ઝળકવા લાગશે–જ્ઞાન ઉદય પામશે. સર્વ કર્મ કરવાં એ આપણાં તેલ અને દિવેટ બાળવા જેવું છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો સર્વ કર્મો એટલે જ્ઞાનદૃષ્ટિથી આપણા દેહને અને મનને માયિક ગણીનેજ તે પ્રત્યે વર્ત્તવું જોઇએ, વસ્તુતઃ તે શૂન્ય થવાં જોઈએ–તેમને ઓળંગી જાઓ એજ કર્મ.

●

(૮૩)

ૐ

## સુખી થવાનો માર્ગ યાને જીવનનો આદર્શ

મનુષ્યોએ તો પોતાનાં મકાનોની ભવ્યતામાં, પહેરવા ઓઢવાનાં કપડાંની રમણીયતામાં અને ખાનપાનાદિની લોલુપ્તામાંજ જીવનનો આદર્શ માની લીધો છે; પણ વસ્તુતઃ તેમ નથી. નાનાં ઝૂંપડાંમાં રહેતા, સાદાં લુગડાં પહેરતા અને સાદો ખોરાક ખાતા એવા ઘણાએ લોકો જગતમાં મહાન પુરુષો

નીવડયા છે. પ્લેટોનું ઘર પીપ જેવું હતું. શેકસપીયરનું ઘર જરાએ ભવ્ય નહોતું. ન્યુટન પણ બહુજ ગરીબ માણસ હતો. આપણા આર્યઋષિઓ માત્ર ફળાહાર કરીનેજ રહેતા હતા. એ ઋષિઓએજ જગતને ઉત્તમ તત્ત્વજ્ઞાન, પ્રેમ અને મોક્ષનું જ્ઞાન આપ્યું છે. તમે પણ મહાન થવાનો પ્રયત્ન કરો. મોટાં મોટાં ભવ્ય અને સુંદર મકાનો બાંધીને અને તેમાં ઉત્તમોત્તમ ફરનીચર વસાવીને તમારી કે તમારા પત્નીની મહત્તા દેખાડવાનો પ્રયત્ન ન કરશો. તમારા મોજશોખના ચહાનારા અતિથિઓની જરાએ પરવા કરશો નહિ. તમારો અતિથિ તમારે ઘેરથી સુશીલ, સુસંસ્કૃત અને ઉન્નત થઈને વિશેષ ડાહ્યો બનીને જાય એવી યોજના કરો. તમારા સ્વજનોપ્રતિ તમારો આ જ ધર્મ છે. તમારા ગૃહ-સંસારને સુખી કરવાનો આ જ માર્ગ છે. જીવનનો આદર્શ અને ઉદ્દેશ દ્રવ્યસંચય કરવામાં શક્તિનો દુરુપયોગ કરવો એ નહિ પણ આંતરિક શક્તિઓનો વિકાસ કરી મોક્ષ મેળવવો એજ છે.

●

( ૮૪ )

ૐ

## તમારું કર્તવ્ય ( ફરજ ) શું છે ?

કર્તવ્ય એટલે "ફરજ–ધર્મ." પરંતુ અમુક માણસ જે કાંઇ કહે તેજ કરવું જોઇએ ? રૂઢિ કે રિવાજ જે કંઈ આજ્ઞા કરે તે બજાવવી જોઈએ ? શું કરવું જોઈએ ? જો ધનની ઈચ્છા હોય તો નોકરી કરવી જોઈએ, જો લોકોની પોકળ વાહવાહજ સાંભળી છે તો લગ્ન મરણના પ્રસંગો કરજ કરીને પણ ઉજવવા જોઇએ, જો શારીરિક સુખની આકાંક્ષા હોય તો સ્ત્રીપુત્રની આધીનતા સ્વીકારવી જોઈએ. શું, આ બધી વસ્તુઓને આપણે ફરજ તરિકે ગણવાની છે ? નહિ ભાઈ, નહિ ! જો તમારું કોઈ

પણ કર્તવ્ય હોય તો મન તથા ઇન્દ્રિઓની વાસનાઓને ભૂંસી નાખો. જગતને મ્હોંએથી ભલે તમે પોતાને ગમે તો રાજા કહેવરાવો પણ જ્યાં લગી ઇન્દ્રિઓના વિષયોનાં, મનની ઇચ્છાઓનાં તથા કામનાઓનાં મેલાં–ગંધાતાં જરીપુરાણાં વસ્ત્રો તમારા અંગ ઉપરથી નથી ઉતર્યાં અને જ્યાં લગી ચિંતાઓના સુકા ટુકડા તમારા પેટમાં ચૂંક લાવી રહ્યા છે; ત્યાં લગી તમે દાસની ગુલામની માગણની અધમ સ્થિતિમાં છો. તમને તમારા આત્મિક ધનનું, આત્મીક ઐશ્વર્યનું ભાન ન હોવાથીજ તમે આવી કંગાલ દશા ભોગવી રહ્યા છો. હે પ્રાણપ્રિય ! ભ્રાંતિમાં પડી દીન અને દરિદ્ર કેમ બનો છો ? તમે તો નિત્યતૃપ્ત છો. તમારા દાટેલા ખજનાને બહાર કાઢો અને તમારી શહેનશાહતને હાથમાં લો. તમારૂં કંઈ પણ જો કર્તવ્ય હોય તો તમારૂં મૂળસ્વરૂપ સમજી લઈને આત્મીક ધન પ્રાપ્ત કરવું એજ છે. આત્મીક ધનને એક વાર પ્રાપ્ત કરો એટલે પછી આખા વિશ્વના સ્વામી તમેજ થશો. તમારી પરમસત્તાનો અનુભવ તો ત્યારેજ થશે.

●

(૮૫)

ૐ

## આ તે ફરજ કે ફાંસો ?

જ્યાં સુધી માનવબાળ ( બાળક ) ઘણો નાનો હોય છે ત્યાં સુધી તે સ્વતંત્ર રહે છે, તેના માટે દૂધની સરિતાઓ વહેતી રહે છે, મસ્ત ફરે છે, તે સ્વર્ગમાં નિવાસ કરી રહે છે; પણ જ્યાં ઘઉંનો દાણો ખાવાનો આરંભ કર્યો, શરીરને ઢાંકતાં શીખ્યો, ભેદબુદ્ધિરૂપી વૃક્ષનું ફળ ચાખ્યું, " આ જુદો છે–હું જુદો છું. " નો પાઠ ભણ્યો કે તરતજ નામ જાતિ આદિનો ફાંસો ગળામાં આવી પડયો; ગુલામની બેડીઓમાં તે જકડાયો, પશુઓની પેઠે બંદીવાસમાં

પડયો, બંધનમાં બંધાયો અને સાંસારિક કર્તવ્ય માથે ચઢી બેઠો. એ બંધનો હવે તેને શ્વાસ લેવાનીએ પુરસદ નથી આપતાં અને ચાબુક ઉપર ચાબુક લગાવે જાય છે.

સંધ્યાપૂજા માટે સમય રહ્યો નહિ! શું કરીએ? ધંધો છોડાતો નથી. ફરજ મહા બળવાન છે. આજ તો સ્નાન કરવા માટે પણ વખત જ મળ્યો! "ફરજ." ઑફિસમાં દળણું દળનારની પેઠે ઘંટી દળતા આવ્યા, ઘરમાં પણ ઘરને લગતું અનેક પ્રકારનું કામકાજ મોજૂદ છે. સત્સંગ માટે પુરસદ ક્યાંથી મળે? "ફરજ." પુત્ર કે પુત્રીનાં લગ્ન છે. ખર્ચ પૂરો કરવા માટે મકાન ગીરો મૂકવાની ચિંતા માથે ચડી બેઠી છે. "ફરજ." છળકપટ, લાંચના રક્ષણ તળે જઈ નિર્ધનતાના અપમાનમાંથી બચવાની પણ એક "ફરજ." બિચારો ધન અને આબરૂની લાલસાની લાતો ખાતો, ખમતો ખમતો અહોનિશ દડાની પેઠે ગબડયા કરે છે અને પાછું તેનું નામ રાખે છે "ફરજ."

અરે ઓ સાચા કર્તવ્ય! આવ, તારૂં નામ લઈને ભાત-ભાતની દુષ્ટતા મારાં વહાલાંનું રક્ત ચૂસી રહી છે. ઓ વહાલી બ્રહ્મવિદ્યા! સાંસારિક કર્તવ્યોના બોજા તળે દટાઈ ગયેલા તારા બાળને ઉચકી લે અને અમૃતરૂપી જ્ઞાનનું પાન કરાવ!!!

●

(૮૬)

ૐ

## વિશુદ્ધ દમ્પતીજીવન

પ્રત્યેક પતિનો એ ધર્મ છે કે પોતાની પત્નીને ધર્મશિક્ષણ આપવું. જે પુરૂષ પોતાની સ્ત્રીનો અધ્યાપક કે આચાર્ય નથી અથવા જે સ્ત્રીદ્વારા એનો પતિ ઉચ્ચ શિક્ષણ પામી ઉન્નત નથી બનતો તે દમ્પતીજીવનમાં સુખી થતાં નથી. એથી વિરૂદ્ધ વર્તન

કરનારી સ્ત્રી પાપી છે. જે પુરૂષ પોતાની સ્ત્રી માટે પોતાના ગૃહને વિશ્વવિદ્યાલય નથી બનાવતો તે પણ પાપીજ છે. જો તમારે ખરેખર સુખી થવું હોય તો સ્વાર્થી જીવને ઉન્નત બનાવવો જોઇએ; અપ્રતિમ શક્તિ તમારે તમારી પત્નીને અર્પવી જોઇએ; અદ્‌ભુત બળનું એમાં પ્રતિબિંબ પાડવું જોઇએ અને પરસ્પર જ્ઞાનનો વિનિમય કરવો જોઈએ. જો તમે અન્યોન્યનાં શુભેચ્છક હો તો તમારે એક બીજાને સુખનાં સાધન આપવાં જોઈએ. એ સાધનો તે જ્ઞાન અને આધ્યાત્મિક સ્વતંત્રતા છે. જે સ્ત્રી પોતાના પતિને પરમેશ્વરજ સમજે છે તે પોતાના પતિને આત્મસાક્ષાત્કાર કરવામાં સહાયક થઈ પડે છે અને જ્યારે પતિ ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે ત્યારે પત્નીને પણ સહાયજ મળે છે. અહા ! આ કેવું આધ્યાત્મિક લગ્ન છે ? આ કેવું મહાન ઐક્ય છે ? બન્ને એક બીજાને સહાય કરે છે અને સહાય પામે છે. આવા આધ્યાત્મિક દર્શન પર આધાર રાખતું લગ્ન અને એવો પ્રેમજ જગતમાં સૌથી વધુ સુખી છે. ચહેરાની રમણીયતા કે શારીરિક મોહના પ્રભાવને લીધે, થયેલા સ્નેહમાંથી ઉદ્‌ભવેલાં લગ્નો અને સંબંધો પરિણામે વિનાશકારકજ નીવડે છે. આવાં લગ્નમાંથી હૃદયની નિરાશા, ચિંતા અને વ્યર્થ ઉપાધિજ ઉત્પન્ન થાય છે. જે લગ્નમાં મુખાકૃતિ કે શરીરના વર્ણનું સૌન્દર્ય લક્ષમાં ન લેતાં કેવળ અંતર્ગત પ્રભુનું દર્શન પમાય છે એ લગ્નજ આધ્યાત્મિક લગ્ન છે. એ લગ્નથીજ આનંદ અને સુખ મળી શકે છે.



( ૮૭ )

ૐ

## સ્વાર્થ સાધવો, વિકારોનું પોષણ કરવું એ તો પશુજીવન છે

સ્ત્રી પુરૂષ પરસ્પર કહે છે કે "અરે, હું તમને ચાહું છું, હું તમને ચાહું છું." આ કેવો ઢોંગ! જો તમે ખરી રીતે પરસ્પર ચાહતાં હો તો પ્રત્યેકના હિતની ઉન્નતિ કરવા તમારે પ્રયત્ન કરવોજ જોઇએ. શું, ખરી રીતે તમે એ પ્રમાણે કરો છો? તમે એમ માનતાં હશો કે તમે તેમ કરો છો પણ તમારી એ પ્રકારની માન્યતામાં ભૂલ ખાઓ છો. સ્ત્રી પોતાના પતિને વશ રાખવા ઇચ્છે છે અને પતિ તેની પત્નીને જાણે તે એક તેની માલિકીનો જડ પદાર્થ હોય એમ સમજે છે. એક બીજાને પોતાનાં આશ્રિત કરવા ઇચ્છે છે. બંધુ! પત્ની અથવા પતિની કામવાસના પૂર્ણ કરવી એ કાંઈ તેને ખરા સુખનો અનુભવ કરાવવા જેવું નથી. જો સુખ પ્રાપ્ત કરાવવાનો એજ માર્ગ હોય તો સર્વ કુટુંબો સુખીજ બની ચૂક્યાં હોય; પણ શું એમ બન્યું છે? કુટુંબો સુખી છે? હજારોમાં એક પણ નહિ. તેઓ શા માટે સુખી થતાં નથી? કારણ કે એક બીજાના સુખની શી રીતે વૃદ્ધિ કરવી અને એક બીજાનું હિત શી રીતે વધારવું તેની તેમને ખબરજ નથી. તેઓ તે બાબત જાણતાંજ નથી. તેઓ એટલુંજ સમજ્યાં હોય છે કે માત્ર પશુવૃત્તિને તૃપ્ત કરવી એનુંજ નામ સુખની પ્રાપ્તિ છે; પણ એમ એક બીજાના વિકારોનું ક્ષણિક પોષણ કરવું એ કાંઈ ખરૂં હિત કરવા જેવું નથી. દુનિયાના લોકોનો એવોજ અનુભવ છે કે સ્નેહ એજ દુઃખનું મૂળ છે પણ એમ શાથી બનવું જોઈએ? શું, સ્નેહમાં કોઈ પ્રકારની ભૂલ થાય છે કે જેથી પરિણામે શોક થાય છે? ના, એમ નથી. તમે સ્નેહનો ઉપયોગ કરો છો તેમાંજ કાંઈક ભૂલ થાય છે કે જેથી કરીને શોકનાં ગાડે ગાડાં તમને પ્રાપ્ત થાય છે.

(૮૮)

ॐ

# શુધ્ધ બ્રહ્મચર્યનો મહિમા

ત્રિલોકનું રાજ્ય અને વૈકુંઠનો અધિકાર ખુશીથી છોડી દઉં પણ બ્રહ્મચર્ય વ્રત તો કદી પણ નહિ છોડું એવી ભીષણ પ્રતિજ્ઞા લેનાર ભીષ્મના નામથી કોણ અજાણ્યું છે? હનુમાનને મહાવીર કોણે બનાવ્યો? આ બ્રહ્મચર્યેજ. લક્ષ્મણજી મહાપરાક્રમી શાથી હતા? બાર વરસ સુધી અપવિત્ર વિચાર સરખો પણ તેમણે કીધો ન હતો. પૃથુરાજ, અભિમન્યુ વિગેરેની હાર અને તેમના નાશનું શું કારણ હતું? રણમાં–સંગ્રામમાં જવા અગાઉ તેઓએ સ્ત્રી–સેવન કીધું હતું. તેઓની સર્વ હિંમત અને બહાદુરી કોણ જાણે ક્યાંએ જતી રહી હતી.

જેવી રીતે તેલ બત્તીની ઉપર ચઢવાથી તેનો પ્રકાશ બને છે તેવી રીતે જે શક્તિનો વ્યય નીચેના ભાગમાં થાય છે તે શક્તિ જો ઉપરના ભાગમાં ચઢે તો આકર્ષણશક્તિની વૃદ્ધિ થઈ પરમ આનંદ પ્રાપ્ત થાય છે. જ્યાં બ્રહ્મનો વાસો છે ત્યાં દુઃખ શોક રહી શકતાં નથી; સૃષ્ટિની રિદ્ધિ સિદ્ધિઓ આપોઆપ ઘસડાઈ ચાલી આવે છે પણ એ બ્રહ્મનો વાસો શી રીતે થાય? જ્યાં શુદ્ધ બ્રહ્મચર્ય વ્રત્ત પળાતું હોય ત્યાંજ તેનો વાસો થાય છે. જે માણસને દુનિયાનાં નખરાં અને કટાક્ષ હલાવી શકતાં નથી તે દુનિયાને જરૂર હલાવશે. જે મનથી, વચનથી અને કર્તવ્યથી બ્રહ્મચર્ય પાળે છે તે તો પ્રભુ સમાનજ છે. જીવતો નર તો તેજ છે કે જે વાસ્તવમાં બ્રહ્મમાં હરે છે, ફરે છે, રહે છે અને શ્વાસ લે છે.

(૮૯)

ૐ

# દેશની બરબાદી થતી અટકાવવા પણ "બ્રહ્મચર્ય" વ્રત્ત પાળો

પ્યારા મિત્રો ! જો તમે પ્રજાની વૃદ્ધિ કરવાની ક્રિયા ડહાપણથી શિથિલ નહિ કરશો તો કુદરત પોતાનો જંગલી કાર્યક્રમ કામે લગાડશે—અર્થાત મારફાડ કરી છિન્નભિન્ન કરવાનું કામ શરૂ કરી દેશે. મરકી, દુકાળ, ધરતીકંપ અને લડાઇ એ ચાર વસ્તુઓથી કુદરત મનુષ્યની અયોગ્ય વૃદ્ધિને અટકાવે છે. જો તેમાંથી બચવું હોય તો પવિત્રતા, બ્રહ્મચર્ય વિગેરેનો આશરો લો. જ્યાં સુધી પ્રજોત્પત્તિ અને જમીનની પેદાશમાં યોગ્ય પ્રમાણ રાખવામાં ન આવે ત્યાં સુધી જુદી જુદી જાતોમાં સંપ અને ઐક્ય કદી પણ દ્દષ્ટીગોચર થઈ શકશે નહિ. દુનિયામાં એવો કોઈ દેશ નથી કે દ્રવ્યોત્પત્તિમાં હિંદુસ્થાન જેટલો પાછળ હોય અને પ્રજોત્પત્તિમાં હિંદ જેટલો આગળ હોય ! આવા સંજોગોમાં હિંદમાંથી વૈરભાવ અને સ્વાર્થપરાયણતાનો કેવી રીતે નાશ થઈ શકે ? અને સંપ તથા ઐક્ય કેવી રીતે જળવાઈ શકે ? બે કૂતરા વચ્ચે એક રોટલીનો ટુકડો નાખીને કહો છો કે લડશો નહિ. ભલા, આ વાત કેવી રીતે બની શકે ? વિજ્ઞાનશાસ્ત્રમાં સ્પષ્ટ લખાણ છે કે દરેક વસ્તુનું સમતોલપણું જાળવી રાખવાને માટે દરેક પરમાણું અને અંશને રહેવાને તથા હરવા ફરવાને ફક્ત એટલીજ જગ્યા હોવી જોઇએ કે જેથી બીજા પરમાણું અને અંશો માટેની આવશ્યક જગ્યામાં કશો પણ ફેર પડે નહિ. જે દેશમાં એક જણનાં પેટ ભરીને ખાવાથી બીજા દશ માણસો ભૂખ્યાં રહે તે દેશમાં સુલેહ સંપ, સમતોલપણું શી રીતે જળવાઈ રહે ? હવે ક્યારે સમજશો ? પુરૂષાર્થની શક્તિનો એવી રીતે નાશ ન કરો કે જેથી તમને પણ નુકશાન થાય અને દેશની પણ બરબાદી થાય. એ શક્તિને બ્રહ્માનંદ અને આત્મિક બળમાં ફેરવી નાખો.

( ૯૦ )

ૐ

# દેશનો ઉદ્ધાર સ્ત્રીઓ, બાળકો અને ક્ષુદ્રોથીજ થવાનો છે

હિન્દુસ્થાનમાં અનેક હીલચાલો વિજયી ન નીવડવાનું મુખ્ય કારણ એજ છે કે કાર્ય કરનાર લોકોએ પોતાની સર્વ શક્તિ માત્ર ફળ અને પાંદડાંઓનેજ (મોટા લોકોનેજ) પાણી પાવામાં ગુમાવી દીધી છે; જ્યારે ખરી રીતે બિચારા ક્ષુદ્રોનેજ પ્રકાશ અને ચૈતન્યની જરૂર છે. ધ્યાનમાં રાખજો કે ગરીબ ગુરબાંઓ રૂપી શૂન્યને એકડાની જમણી બાજુએ મૂકવાથી દશગણી વધારવામાં તેની શક્તિ છે. માટે તમારા એકત્વનો શૂન્યની સાથે મેળાપ થવા દો. સ્ત્રીઓ, બાળકો અને ક્ષુદ્રો એજ રાષ્ટ્રવૃક્ષનાં મૂળ છે. ઉચ્ચ કહેવાતા બહુ બહુ તો એ વૃક્ષનાં ફળોજ કહેવાય. મૂળ તરફ ધ્યાન આપો અને તેને યોગ્ય ખાતર ને પાણી પૂરૂં પાડો. એ મૂળની પુષ્ટીમાંજ આખા રાષ્ટ્રરૂપ વૃક્ષના દરેક અંગની ખરેખરી શોભા અને આબાદી રહી છે. રાષ્ટ્રિય ધર્મ તમને ફરમાવે છે કે રાષ્ટ્રિય બંધુભાવ આગળ તીવ્ર જાતિભેદને ગૌણ માનો. સૌને યોગ્ય સ્થાન મેળવવાની છૂટ આપો. માથું ગમે તેટલું ઉંચું કરો પરંતુ પગ તો એકજ સર્વસાધારણ ભૂમિપર રાખવા જોઈએ. બીજો દુર્બળ અથવા રાજી હોય તો પણ તમારા પગ તેના માથા કે ખભા ઉપર મૂકશો નહિ. જો ખરૂં પૂછો તો રાષ્ટ્રનો ખરો ઉદ્ધાર ગરીબ મૂળોથીજ થવાનો છે માટે દરેકે તેની સેવામાં તત્પર થવું જોઇએ. દરેક માણસના હૃદયમાં એવી ભાવના ઉત્પન્ન થવી જોઈએ કે સંપત્તિ, જ્ઞાન, સત્તા અથવા યોગ્યતા આદિ બાબતોમાં આપણાથી જે લોકો ઉતરતી પંક્તિના હોય તેઓ આપણી મદદને યોગ્ય છે. આપણા બાળકો જેવી બદલાની આશા રાખ્યા વગર તેમને આત્માનો ખોરાક, ઉત્તેજન, જ્ઞાન અને પ્રેમ આપી તેમની સેવા કરવાનો માતા તરીકેનો હક્ક ભોગવવાનું પરમ સુખ દરેક જણે પ્રાપ્ત કરવું જોઇએ.

(૯૧)

ૐ

## દેશ કે સમાજની ઉન્નતિનો આધાર માતાઓ ઉપર છે

કુદરતનાં મોજાંઓમાં ભરતી ઓટ આપણી માતાઓજ કરી શકે છે. આ દુનિયામાં જે જે મહાન વીર પુરૂષો થઈ ગયા તે બધા મહાન ધૈર્યવતી માતાનાજ પુત્રો હતા. દેશનો ઉદ્ધાર કરવામાં પુરૂષ કરતાં સ્ત્રી કેવો પાઠ ભજવે છે? તેના સબંધમાં રામને અત્રે બે શબ્દો સંભળાવવા દો. પૂર્વે હિન્દુસ્તાનમાં એક રાણીએ, પોતાનો પતિ યુદ્ધમાંથી પરાજય પામીને પાછો આવતો હતો તેને શહેરમાં ન આવવા દેવા શહેરના દરવાજા બંધ કરાવ્યા હતા. તેણીએ કહેવરાવ્યું હતું કે "હે રાજદ્રોહી, તમે હવે અહીંથી ચાલ્યા જાઓ, તમે હવે મારા પતિ નથી કેમકે તમે તમારી જાતને પરાજય પમાડી છે. એજ પ્રમાણે તમે એક સ્પાર્ટાની માતાના સંબંધમાં પણ સાંભળ્યું હશે કે તેણીએ યુદ્ધને અર્થે જતા પોતાના છોકરાને એવું કહ્યું હતું કે તું કાં તો તરવાર લઈને અથવા તો તરવાર ખાઇને પાછો આવજે, તું મરેલો કે જીવતો મારી પાસે આવજે પરંતુ પરાજય પામીને આવીશ નહિ. ધન્ય છે, એ માતાઓને કે જે પોતાના કે પરના દેહ ઉપર મોહ કે આસક્તિ ન રાખતાં ફક્ત સત્યનેજ માન આપી હરકોઇ ભોગે સત્યનેજ વળગી રહે છે! તે દેશને અને તે સમાજને પણ ધન્ય છે કે જ્યાં આવી આદર્શ માતાઓ થઇ શકતી હોય!! આવી વીરમતી માતાઓના પ્રતાપે તે દેશ અને તે સમાજ સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિઓથી સદા ભરપુર હોય છે.



( ૯૨ )

ૐ

# આદર્શ માતાઓ દુનિયાનો પણ ઉધ્ધાર કરી શકે છે

દુનિયામાં જે જે મહાન નરો પરમ પુરૂષો થઈ ગયા તે બધા મહાન આદર્શ માતાઓનાજ પુત્રો હતા. જગતમાં માતાઓજ એવી છે કે જે આખી દુનિયાને ઉદ્ધારી શકે છે. તે સંબંધમાં રામ તમને એક લક્ષમાં રાખવા જેવી એક રાણીની વાત કહેશે. એક રાણીએ પોતાના બાળકોને સંપૂર્ણ સ્થિતિમાં બનેલા જોવા માટે પ્રતિજ્ઞા લીધી હતી અને જેનો ઉદ્દેશ અને હેતુ પોતાનાં બાળકોને જન્મ મરણનાં બંધનોમાંથી છોડવાનો હતો. વળી તેણીને પોતાની સર્વ પ્રજાને દૈવી જીવો બનાવવાની ઈચ્છા થઈ હતી. આ એક માતાની પ્રતિજ્ઞા હતી અને તે પાર પાડવામાં ફતેહમંદ પણ થઈ હતી. તેણીના બધા છોકરા દૈવી જીવો હતા. તેઓ બુદ્ધ અને કૃષ્ણ જેવા તત્વવેતા અને ત્યાગી હતા અને તેઓએ સમસ્ત જગત ઉપર સામ્રાજ્ય કર્યું હતું. તેણીએ પોતાની પ્રજાને પણ જન્મ મરણના બંધનમાંથી મુક્ત કરી હતી. એક સ્ત્રીએજ આ બધું કર્યું હતું પરંતુ તેણીએ તેને માટે કઈ પદ્ધતિ સ્વીકારી હતી ? જ્યારે પોતાનાં બાળકો નાનાં હતાં ત્યારે તેણી ધર્મનાં હાલરડાં ગાતી, તેમને ખોળામાં રમાડતી વખતે પોતાનાં બાળકોને ધર્મનાં ગીત સંભળાવતી, પોતાનાં બાળકોને ધવડાવવા બેસતી વખતે ધાવણની સાથે દૈવી જ્ઞાનરૂપી ધાવણનું પાન પણ તેમને કરાવતી હતી; પોતાનાં બાળકોનું પારણું ઝૂલાવતી હતી ત્યારે પણ તેણી વેદાંતનું (ધર્મનું) ઉત્તમ જ્ઞાન તેઓને સંભળાવતી હતી. આ પદ્ધતિથીજ તેણીએ પોતાના પુત્રોને દૈવી શક્તિના ધણી બનાવ્યા હતા. આ પ્રમાણે જો બાલ્યાવસ્થામાંથીજ ઉત્તમ સંસ્કારો પાડવામાં આવે, આત્મદેવની પ્રતીતિના સંસ્કારોનાં બીજ બાળકોને નાખવામાં આવે તો એવા બાળક ભવિષ્યમાં બુદ્ધ અને કૃષ્ણ જરૂર નીવડે.

(૯૩)

ૐ

## જેણે આત્મસેવા કરી નથી તે દેશ કે સમાજની સેવા કરવાને લાયક નથી

"દુષ્ટ કર્મના કરનાર બુદ્ધિવાનવત્ વાતો કરે,
તોપણ કદી તે લોકનાં ઉંડાં હૃદયમાં ના ઠરે;
જન શુદ્ધ જો આધાર રાખી મૌનને ધારણ કરે,
તોપણ સરવ જન બોધ લેવા તીવ્ર આતુરતા ધરે."

જેણે શુદ્ધ ચારિત્રવડે પોતાના આત્માની સેવા કરી નથી, જેણે પોતાની જાતને સુધારી નથી, જેણે પોતાના આત્માની ઉપરનાં આવરણો દૂર કર્યાં નથી તેનાથી દેશ કે સમાજની સેવા થઈ શકેજ નહિ. તે દેશ, સમાજ કે પોતાના કુટુંબની સેવા કરવાને લાયકજ નથી. કેટલાક લોકો દેશ કે સમાજમાં સુધારો કરવા હજારો પ્રયત્નો રાતદિવસ કર્યાજ કરે છે પરંતુ તેમનાથી કાંઇજ થઇ શકતું નથી. યાદ રાખો કે જેટલે અંશે આપણે આપણી જાતને ઢંઢોળીએ છીએ, જાતને સુધારીએ છીએ, તેટલે અંશે આપણે જગતને હલાવીએ છીએ. કેટલાક એવા લોકો હોય છે કે તેઓના જીવતાં કે મુઆ પછી તેમના સ્મરણાર્થે તેમના નામની લોકો પાઠશાળાઓ કાઢે છે, સંસ્થાઓ સ્થાપે છે અને હજારો સુધારા અમલમાં મૂકે છે. કારણ એજ કે એ મહાન પુરૂષોએ પોતાની જાતનોજ સુધારો કર્યો હતો. જે પુરુષ ઈશ્વરી પ્રકાશરૂપ ઉષ્ણતાથી તૃપ્ત થઈ ઉન્નત થાય છે ત્યારે તેની ઈચ્છા હોય કે ન હોય તોપણ તે જગતના લોકોની ઉન્નતિનું કારણ થઈ પડે છે. તમે તમારા આત્માની શુદ્ધ ચારિત્ર વડે સેવા કરશો તો તે આત્મા આખી દુનિયાને ઢંઢોળી જાગૃત કરશે, માટે પ્રથમ તો તમે તમારી જાતનીજ સેવા કરો.

(૯૪)

ૐ

## પરોપકાર કરવાની ઇચ્છા હોય તો સાચા સાધુ બની પ્રથમ જાતનોજ ઉદ્ધાર કરો.

આજકાલ સંસારમાં બધે પરોપકારની ખૂબ ધામધૂમ મચી રહેલી સંભળાય છે પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે લોકો પરોપકારનું યથાર્થ જ્ઞાન ન મેળવતાં કેવળ બહારથીજ હો હા અને લેકચરબાજીમાં ઉતરી પડે છે. આવા સુધારક મહાશયોથી નથી થતો કાંઇ સંસારનો ઉદ્ધાર; કે નથી થતો તેમના પોતાનામાં પણ કાંઈ સુધારો. સુધારાની અને પરોપકાર કરવાની ઇચ્છાવાળાઓએ પ્રથમ પરોપકારનો અર્થ અને તેનું વાસ્તવિક જ્ઞાન મેળવવું જોઈએ. પરોપકાર કરવાનો અર્થ દોડધામ કરવી કે હા હા હી હી નથી પણ સર્વોત્તમ પરોપકાર તો આત્મામાં લીન થવામાં છે. વિજ્ઞાન-શાસ્ત્રના નિયમ પ્રમાણે હવા જ્યારે પાતળી થઈને ઉંચે ચઢે છે ત્યારે આસપાસની ભારે અને ઠંડી હવા આપોઆપજ હલકી હવાની જગામાં આવી જાય છે; એજ પ્રમાણે એક મહાત્મા બ્રહ્મનિષ્ઠ થાય છે એટલે અન્ય સર્વ વર્ણ અને આશ્રમના લોકો કોઈપણ જાતની ઇચ્છા કે પ્રયત્ન વિના પણ સ્વાભાવિક રીતે કાંઇને કાંઈ ઉન્નતિ કરે છે. આ સિદ્ધાંત પ્રમાણે પોતાના આત્મસ્વરૂપમાં લીન થવું એજ સ્વભાવિક અને સર્વોતમ પરોપકાર છે. તાત્પર્ય કે તમારા મનમાં જામી ગયેલો અહંકારરૂપી મેલ ઓગળી જઇને તમારૂં મન હલકું થાય અને પોતાના સ્વરૂપમાં લીન બની જાય એમાંજ ઉચ્ચ પ્રકારનો પરોપકાર રહેલો છે; માટે હે સુધારકો! અને સંસારનો ઉદ્ધાર કરનારાઓ! પરોપકાર કરી સંસારનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય તો ઉઠો, ઉભા થાઓ અને તમારા સ્વરૂપમાં લીન બની જાઓ; એટલે અન્ય લોકો તમારી ઇચ્છા અને યત્ન વિના એમની

મેળે જ ઉન્નત થશે અને આપોઆપ જ મોટો પરોપકાર થઈ જશે. તમારી તમારા સ્વરૂપમાં નિષ્ઠા થઈ એટલે આવી રીતે સમસ્ત સંસારને તમે હલમલાવી ઉંચે ચઢાવી શકશો.

●

(૯૫)

ૐ

## શું ભગવાં વસ્ત્રથી સાધુ બની જવાય છે ?

શું, ભગવાં વસ્ત્રથી સાધુ બની જવાય છે? કદી કદી રંગીલા વસ્ત્રોમાં રંગીલું હૃદય પણ મળી આવે છે, પરંતુ એટલું તો ખરૂં જ કે આત્માનો પ્રકાશ કાંઈ ભગવાં વસ્ત્રો ઉપરજ નિર્ભર નથી, તે સાચી સ્વતંત્રતા કોઈપણ પ્રકારના માર્ગ, સંપ્રદાય અને રીત-રિવાજમાં જકડાયેલી નથી. સાધુ તે છે કે જેના અંતરમાં જ્ઞાનાગ્નિ એવો ભડકતો હોય કે જે વડે દેહનું અભિમાન અથવા સાધુ હોવાનું અભિમાન તેમજ સાંસારિક વસ્તુઓ પ્રત્યેના રાગદ્વેષ હૃદયમાંથી નષ્ટ થઈ જાય; સંસારને તેના જ્ઞાનનો પ્રકાશ મળતો હોય અને આગળ વધવાનો માર્ગ દેખાતો હોય. જો એમ ન હોય તો લીલા બળતણની પેઠે તે ધૂમાડોજ કરી મૂકે છે—કે જેનાથી બધા લોકો ત્રાહી ત્રાહી પોકારે છે. જ્યાં સુધી લીલું લાકડું સુકાશે નહિ ત્યાં સુધી ન તો તે પ્રકાશિત થશે કે બીજાને પ્રકાશ આપી શકશે. જ્યાં સુધી હૃદય નથી રંગાયું ત્યાં સુધી વસ્ત્રો રંગવાથી પોતાનું કે પારકાનું ભલું કયાંથી થઈ શકવાનું છે? વેદાંતનો (ધર્મનો) હેતુ તમારી ચોટલી મૂડવાનો નથી. તમારૂં અંતર રંગી નાખવું એજ તેનું કાર્ય છે. હા; જો તમારા અંતરમાં એટલો ગાઢો રંગ ચઢી જાય કે અંદરથી ફૂટી બહાર નીકળી આવે—અર્થાત્ વૈરાગ્યથી વસ્ત્રો પણ લાલ ભગવાં બનાવી દે તો તો ધન્ય ભાગ્ય તમારાં ?

●

(૯૬)

ૐ

## શું સાધુની કિંમત સિદ્ધિઓ ઉપર છે? સિદ્ધિઓની કિંમત કેટલી?

લોકો સિદ્ધિ સિદ્ધિ કરે છે પરંતુ સિદ્ધિની પાછળ પડવું એનું નામ ઉન્નતિ નથી. એમ કરવાથી તો તમે તમારી જાતને વળી પાછા રીંછ અને દેડકાની અવસ્થામાં લાવી મૂકો છો કે જે અવસ્થામાં પણ વિચિત્ર શક્તિઓ રહેલી છે, તે મનુષ્યમાં હોતી નથી. તમે ઘણી વાર સાંભળ્યું હશે કે એક માણસે પોતાને શબવત્ બનાવી દીધો; નાડી ને હૃદયની ગતિ બંધ કરી દીધી, લોકો એને એમ કહે છે કે મરી ગયા પછી એ ફરી જીવતો થયો. આનો અર્થ માત્ર એટલોજ થાય છે કે દેડકા વિગેરેના જન્મમાં એને જે અભ્યાસ હતો તેનો એણે પુનઃ અભ્યાસ કર્યો. વળી કોઈ એક માણસ પાણી ઉપર ચાલી શકતો હતો. એક ખરા સાધુએ હસીને પૂછ્યું કે આ શક્તિ મેળવતાં તને કેટલો વખત લાગ્યો હતો? જવાબમાં તેણે કહ્યું કે સત્તર વરસ લાગ્યાં. સાધુએ કહ્યું:–"સત્તર વરસમાં થઇને માત્ર એજ પૈસા જેટલી કિંમતની શક્તિ તેં મેળવી છે; કારણ કે નદીને સામે તીરે જવાને હોડીવાળાને એથી વધારે પૈસા લોકો આપતા નથી." જો આવા પ્રકારની સિદ્ધિઓજ મનુષ્યને શ્રેષ્ઠ બનાવતી હોય તો કૂતરાં બિલાડાં વાઘ અને વરૂ વગેરે પણ પવિત્ર બની શકે કારણ કે સુંઘવા દેખવા વિગેરેની શક્તિ તેઓમાં જેટલી હોય છે તેટલી મનુષ્યમાં હોતી નથી. આવી શક્તિ ધરાવનારા પોતાની શક્તિ થોડી કિંમતે વેચી નાખે છે. મતલબ કે, આવા પ્રકારની સિદ્ધિઓથી કાંઈ પૂર્ણતા આવતી નથી. જેવા પ્રકારે બીજી સંપત્તિઓ બંધનકારક છે, તેજ પ્રમાણે

આ સિદ્ધિઓની સંપત્તિથી પણ બંધન થાય છે. પછી તે બંધન ગમે તો સુવર્ણનું હો કે લોહનું હો, પણ તે અંતે બંધનજ છે. બન્નેથી ગુલામગીરી અને અસ્વતંત્રતા તો છે જ.

●

(૯૭)

ૐ

## જ્ઞાની કદી પણ છૂપો રહી શકતો નથી.

નહિ જ્ઞાની કદી છૂપાઈ રહે,
નહિ દ્વાર ભીડીજ લપાઈ રહે;
પણ સૂર્ય સમો સઘળે પ્રસરે,
સહુ લોક વિલોક વિધી વિચરે;
સ્થૂળ ભેદ બધા વિખરી પડતા,
સહુ મેલ પ્રકાશથી દૂર થતા;
વિખરે જયમ વાદળ ઉપરથી,
પછી સૂર્ય પ્રકાશ પડે નભથી.
ત્યમ આત્મપ્રભા ખીલતીજ રહે,
મૃદુ ગંભીર સાત્વિકી શાંતિ વહે,
દેહ બુદ્બુદ હોય કે હોય નહિ.
પણ એજ નિરંતર જ્યોતિ વહી.

જે સાધુ નિજાત્માના રંગમાં રંગાયલો, મસ્તાનો બનેલો હોય તે રાજાઓનો પણ રાજાધિરાજ છે; ઇશ્વરનો પણ ઈશ્વર છે. કોની મગદૂર કે તે રંગીલા, મોજીલા આત્મ–સામ્રાટ્ આગળ ચૂં કે ચાં કરી શકે? બીજનો ચંદ્રમા તેનાજ ચરણોમાં પ્રણામ કરતો સંસારમાં ઉત્સવ આણે છે. સૂર્ય તેનીજ પ્રકાશમાન દૃષ્ટિ વડે દિપ્તિમાન થઇને ચકળતો ફરે છે. સમુદ્રનું તોફાન તેનોંજ એક

ઉભરો છે. કોની તાકાત છે કે તે તેજઃપુંજ તરફ વાંકી દષ્ટિ સરખી પણ કરી શકે ?*

●

(૯૮)

ૐ

## સ્વામી રામના પત્રોમાંથી

## મનોબળથી સર્વ આવરણો અને વિઘ્નોને દૂર કરો

જ્યારે લોકો પોતાની દષ્ટિ પાર્થિવ વસ્તુ પર રાખે છે અને તેમાં વિઘ્નો આવે છે ત્યારે તેજ સમયે ચિત્તમાં ક્ષોભ અને વ્યગ્રતાનું કારણ દષ્ટિગોચર થતાં આવરણોને બળાત્કારે દૂર કરવાનો પ્રયત્નજ છે એ નિર્વિવાદ છે. જીસસે જ્યારે એમ કહ્યું કે આવરણોની સામે ન થાઓ ત્યારે શું એનામાં શક્તિ નહોતી ? આત્માને શાંત રાખો, સંપૂર્ણ સુખી રાખો અને તમારી ઈચ્છાઓના પ્રવાહના સામેના વેગમાં જે વિઘ્નરૂપે જણાય તે દત્તચિત્તથી વધાવી લો. જ્યારે આપણે આપણા ચિત્તની સમતા ગુમાવતા નથી અને જ્યારે આત્મ કેન્દ્રમાં સ્થિર રહીએ છીએ ત્યારે આભા સમાન થતાં આવરણો અને દષ્ટિગોચર થતી ઉપાધિઓ આનંદમાં બદલાઈ જાય છે, એ રામે પોતાના અંગત અનુભવથી જોએલું છે. પેલા એક હિન્દુ વિદ્યાર્થીને દુઃખની અણીને સમયે દશ રૂપિયા કેવી

---

* આ કથન બાહ્ય દષ્ટિએ એકાંતિક જેવું જણાય છે કારણ કે ઘણાએ જ્ઞાનીઓ જગતની જાણમાં કે દૃષ્ટિમાં નથી આવતા પણ આ સ્થળે સ્વામીજીના કહેવાનો ભાવાર્થ એમ સમજાય છે કે એવા છૂપા જ્ઞાનીઓ માનવ જગતની સ્થૂળ દષ્ટિએ ભલેને છૂપા ગણાય પરંતુ વાસ્તવિક રીતે તેમનો આત્મા અમુક અપેક્ષાએ સર્વ વ્યાપી [ સર્વદર્શી ] હોઇ પરોક્ષપણે જગતનો ઉદ્ધાર કરેજ જાય છે માટે જ્ઞાની કદી પણ છૂપો હોઇજ ન શકે એમ અમુક દષ્ટિએ વિચાર કરીએ તો સ્વામીજીનું કથન યથાર્થજ છે.

રીતે મોકલાવ્યા હતા તે તમને યાદ નથી? ચીડીયાપણું અને અશાંતિને લીધે બધાના આશીર્વાદો, ઉન્નત વિચારો અને સુખી ધન્ય પળોનું રાજદ્વાર કે જે આપણને વધાવવાને માટે ખુલ્લાં મુકયાં હોય છે તેને આપણે પોતેજ બંધ કરી દઇએ છીએ. શરીર અને સાંસારિક જીવનને હથેળીમાં નાચતું રાખી એટલેકે મનને પ્રેમ કે જેનાથી કોઈ બીજું ઉચ્ચ તત્વ છેજ નહિ, એનાથી તરબતર રાખી મનોબળથી સર્વ આવરણો અને વિઘ્નોને દૂર કરો.

લિ. તમારા પોતાના પ્રેમાત્મરૂપે

**રામસ્વામી**

●

(૯૯)

ૐ

## સ્વામી રામના પત્રો–પિતા પર પત્ર.

આપની મારા પર નિત્ય કૃપા રહો ચરણવંદના. આપનો કૃપા પત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. આપના પુત્રનું શરીર તો હવે વેચાઈ ગયું–વેચાઈ ગયું રામની પાસે. એનું પોતાનું નથી રહ્યું. આજ દિવાળીને દહાડે તે પોતાનું શરીર હારી બેઠો ને પ્રભુને જીતી લીધા. હવે જે વસ્તુની આવશ્યકતા હોય તે મારા પ્રભુ પાસેથી માગી લો; તત્કાળ એ પોતેજ આપી દેશે અથવા મારી પાસેથી મોકલી દેશે; પણ એક વાર નિશ્ચયપૂર્વક આપ એની પાસે માગો તો ખરા! ૧૯–૨૦ દિવસથી મારૂં બધું કામકાજ એ પોતેજ ઘણી સંભાળથી કરવા મંડયો છે; તો પછી તમારૂં કાં નહિ કરે? ગભરાવું સારૂં નથી. જેવી આજ્ઞા હશે તેમ અમલ થતો રહેશે. પ્રભુજ આપણું ગુંસાઇઓનું ધન છે. આપણું પોતાનું જે સાચું અને અમૂલ્ય ધન છે તેનો ત્યાગ કરીને સંસારની ખોટી કૅાડીઓની પાછળ દોડવું એ આપણે માટે વ્યાજબી નથી;

અને એ કોડીઓ ન મળે તેથી શોક કરવો એ તો બહુજ ખરાબ છે. પોતાના વાસ્તવિક ધન અને સંપત્તિનો આનંદ એક વાર તો લઈ જુઓ!!

## નિષ્કામ કર્મ

આ સંસારમાં કોઇ પણ પદાર્થ આપણો નથી. આપણને જો સુખ જોઇતું હોય તો સંસારનાં કામ કરતી વખતે આ શરીર વિગેરેને કેવળ પરમાત્માનાં સમજીને આપણે વિચરવું જોઇએ, અને કોઈની સાથે રાગદ્વેષ ન કરવો જોઇએ.

●

(૧૦૦)

ૐ

## સ્વામી રામના પત્રોમાંથી

### ઘેર બોલાવવાના પત્રનો ઉત્તર

એક કૃપાપત્ર મળ્યો, જેમાં ઘેર આવવા માટે પ્રેરણા હતી. એ પત્રને લઇને તરતજ પરમ ધામમાં પધરાવી દીધો એટલે કે શ્રી ગંગાજીના પ્રવાહમાં પધરાવી દીધો. જો કોઈ કુટુંબી જનોના શોક સંબંધમાં પૂછતા હો તો આપની અત્યંત કૃપા છે—બાકી રહ્યાં લોકોનાં મ્હેણાં. એના સંબંધમાં એ પ્રાર્થના છે કેઃ—

**કફન બાંધે હુયે સિરપર તેરે કુચેમેં આ બૈઠે,**
**હજારો તાને અબ હમ પર લગાલે જીસકા જી ચાહે.**

ઘરવાળાંને કહી દેજો કે મળવું હોય તો હવે કેન્દ્રસ્થાનમાંજ વ્યાજબી છે કે જ્યાં મળ્યાથી જુદાઈ ન થાય.

રાજા લોક રાજ્યપાટનો ત્યાગ કરીને પણ એવા આનંદની ઇચ્છા કરતા હતા, તો મારૂંજ શું પ્રારબ્ધ ફૂટી ગયું કે આ પ્રાપ્ત થયેલા આનંદને છોડી ખોટા પદાર્થોની પાછળ દોડું?

અમે તો મરી ચૂક્યા, જીવતે જીવ મરી ચૂક્યા. ઘરવાળા હવે બોલાવવાનો પ્રયત્ન ન કરે. જ્યાં સત્વગુણી ગંગા ન હોય ત્યાં અમારૂં રહેવું કઠિન છે. અમારા જેવાં થઈ જશે ત્યારે તો બહુ સુગમતાથી મેળાપ થઇ જશે.

શું અમે એકલા છીએ? એકલા હોય અમારી બલા! હમણાંજ રાંડ વર્ષાસ્નાન કરાવી ગઈ છે. ગુલામડી હવા ચારે તરફ દોડધામ કરી રહી છે. અરે! એ કયા વહાલાએ વૃક્ષમાં સાદ પાડયો કે "હાજર જનાબ"? (માલમ પડે છે કે સિંહ-નાદ કે હાથીની ગર્જના છે) અમારા સેંકડો નોકર ઝાડીમાં છુપાઈ બેઠા છે; દરવાજામાં સૂતા છે.

●

(૧૦૧)

ૐ

## સ્વામી રામના પત્રોમાંથી

### ભક્તિ બન્ને લોકના બાદશાહ બનાવે છે

ભક્ત પુરૂષો નિર્ધન તથા અન્ય સાધનરહિત અવસ્થામાં પણ બાદશાહી ભોગવે છે. દ્રવ્ય વિના પણ ભક્તિ બન્ને લોક (આલોક પરલોક)ના બાદશાહ બનાવે છે. હું કંથામાં પણ રાજ્ય ભોગવું છું; એવું આકાશપર સવારી કરવાવાળું મારૂં પ્રારબ્ધ, ન તો બાદશાહ જમશેદ પાસે છે કે નથી કૈકાઉસ પાસે. (એટલે કે ઈરાન દેશના બાદશાહનું પણ એવું પ્રારબ્ધ નથી.) બન્ને લોકની આવક તો અમારા ભંડારમાંની એક મૂઠી છે અને બન્ને લોકનાં ખેતર અમારા બાગનો એક ખૂણો છે—એટલે કે સ્વરૂપનાં સાક્ષાત્કારની આગળ એ કાંઈ હિસાબમાં નથી. મારો થોડા દહાડાનો આ એક દોહો છેઃ—

"હે મૃગ તેરી સુંગધ સોં ભયો યહ વન ભરપૂર
કસ્તુરી તો નિકટ હૈ, કયોં ધાવત હૈ દૂર?"

## પક્ષીઓ જેટલી તો આત્મશ્રદ્ધા હોવી જોઇએ

"મારો કેમ નિર્વાહ થશે?" મારૂં શું થશે?" અને એવીજ બીજી નકામી ચિંતાઓ કરવામાં પોતાનો સમય વ્યર્થ વિતાવવા માટે મનુષ્ય નથી સરજાયો. માછલીઓ, પક્ષીઓ અને વૃક્ષોના જેટલી તો તેને આત્મશ્રદ્ધા હોવી જોઇએ. એ બધાં કદી પણ તોફાન કે તાપમાં બડબડતાં નથી પણ પ્રકૃતિને અનુકુળ જીવન ગાળે છે. અહા! હું પોતેજ વરસતો વરસાદ છું; હુંજ ગર્જના કરૂં છું; હું કેવો મનોહર, ભયાનક અને પ્રબળ છું?– હૃદયમાં "शिवोऽहम्" નું સંગીત ઝર્યાં કરે છે.



(૧૦૨)

ૐ

## સ્વામી રામના પત્રો–પ્રભુની પ્રેરણાથીજ બધું બને છે.

મનુષ્યના પ્રાણથી પણ પર એક વસ્તુ છે અને તે પરમાત્મા છે. એ વસ્તુના આશ્રયે સર્વભૂત ચેષ્ટા કરે છે. સંસારમાં જે કાંઈ બને છે તે એની ઇચ્છાથીજ બને છે. પુતળીઓ પુતળીગર (જાદુગર) વિના નાચી શકતી નથી; વાંસળી તેના વગાડનાર વિના વાગતી નથી; એજ પ્રમાણે એની (પરમાત્માની) આજ્ઞા વિના સંસારના લોક કોઈપણ કાર્ય કરી શકતાં નથી. જેવી રીતે તલવારનું કામ જો કે મારવાનું છે પરન્તુ ચલાવનાર વિના એ નથી ચાલી શકતી; એજ પ્રમાણે કોઈ પુરૂષનો સ્વભાવ અત્યંત દુષ્ટ હોય તો પણ જ્યાંસુધી તેનામાં પરમેશ્વર પ્રેરણા ન કરે ત્યાંસુધી

એ અમને દુઃખ નથી આપી શકતો. જેવી રીતે રાજાની સાથે સંધિ કરવાથી એના સર્વ અધિકારીઓ અમારા મિત્ર બની રહે છે તેવી રીતે પરમાત્માને પ્રસન્ન રાખવાથી સમસ્ત વિશ્વ અમારૂં પોતાનું થઈ જાય છે.*

## પરમાત્મા અત્યંત કૃપાળુ છે.

પરમાત્મા બહુ કામગરો છે અને સર્વ પર અત્યંત દયાળુ છે. પરમાત્મા પર વિશ્વાસ ન રાખીને આપણે દુઃખી થઈએ એ આપણા ચિત્તની દુષ્ટતા છે. તુલસીદાસજી લખે છે કે "દાંત ન થે તબ દૂધ દીયો, અબ દાંત ભયે કયા અન્ન ના દેહે ?" ઈશ્વર પર શ્રદ્ધા રાખનાર પુરૂષો માટે પરમેશ્વર પોતે રસોયો ( જમાડનાર ) બની રહે છે. ઈશ્વરની કૃપાનું દ્વાર તો ઉઘાડું જ રહે છે.



* સ્વામી રામનું આ લખાણ બહારના નિમિત્તો પ્રત્યે સમભાવ રાખવા માટેનું છે. સુખ પ્રાપ્ત કરવાના માર્ગમાં આ એક અજબ પ્રકારનો કોયડો છે કે જ્યારે બહારનાં નિમિત્તો આપણું બૂરૂં કરતાં દુષ્ટ જેવાં જણાય ત્યારે એમ સમજી લેવું કે આપણા પૂર્વનાં દુષ્ટ કર્મોની શિક્ષા દેવા પ્રભુ પોતેજ બીજાં નિમિત્તોને પ્રેરણા કરાવી રહ્યો છે; એમ વિચારી બહારનાં નિમિત્તો પ્રત્યે સમભાવ રાખવો. બીજી બાજુએ જ્યારે આપણે બીજા કોઇનું બૂરૂં કરીએ અથવા ચિંતવીએ ત્યારે આપણી જાત માટે ઉપરનો સિદ્ધાંત લાગુ પાડવાનો નથી કે બીજાને શીક્ષા કરાવવા પ્રભુ આપણને પ્રેરણા કરાવી રહ્યો છે ! તે વખતે તો આપણે પોતેજ બીજાનું બૂરૂં કરી મહા પાપ બાંધીએ છીએ એમ નિશ્ચયપૂર્વક માની લઈ એવાં પાપો કરતા તુરત અટકી જવું. સ્વામી રામના લખાણનો પરમાર્થ યથાર્થપણે સમજવામાં ભૂલ ન થાય તે ખાતર આટલી લાંબી ફુટનોટ આપી છે.

( ૧૦૩ )

ૐ

# સ્વામી રામના પત્રો–થોડા પ્રશ્નોના ઉત્તર

આપની પ્રકૃતિ કેમ રહે છે? આપ કેમ છો? એ પ્રશ્નના ઉત્તરમાંઃ—

મારા આત્મસ્વરૂપ ! તમે મારી પ્રકૃતિના સંબંધમાં શા માટે પૂછો છો? શું, તમને ખબર નથી કે મારો આત્મા તો આનંદની ખાણ અને સત્વ છે? અને શરીર તો બિચારૂં હંમેશાં બદલાતુંજ રહે છે અને પ્રતિક્ષણ મૃત્યુની સમીપમાંજ જાય છે; તેમજ કોઈ દિવસ સુખી પણ રહેતું નથી. આત્માના સંબંધમાં તો તમારૂં પૂછવું વ્યર્થ છે; કારણ કે એ તો નિત્ય આનંદ ઘન છે; અને એવીજ રીતે શરીરના સંબંધમાં પણ તમારૂં પૂછવું યોગ્ય નથી કારણ કે એ તો સદા મહા દુઃખીજ છે તો પછી કોની પ્રકૃતિ કે દશા પૂછો છો?*

## સંસાર કેવો છે?

ભવિષ્યના ચાર વાગ્યા હતા, વંધ્યા સ્ત્રીનાં બાળકો આમ તેમ દોડાદોડ કરે છે, મૃગતૃષ્ણાના જળમાં શરીર ચોળી ચોળીને સ્નાન કર્યું, દિવસે દેખાતા તારા વીણીને કપાળમાં ચોડયા, હોમાપક્ષી ( જે પક્ષી આકાશમાંથી કદી નીચે ઉતરતું નથી ) ની પીઠ પર બેસીને અમે સ્વારી કરી સસલાના શીંગડાનું તીર માર્યું, અને આકાશને કહ્યું કે વાદળી રંગ આપી જા; નહિતો અમારી મદદમાં તને મારવા માટે હમણાં હવા આવે છે. સારાંશ એ કે જેવી રીતે આ બધું અસંભવિત મિથ્યા અને કહેવા માત્ર છે એવોજ આ સંસાર છે.

---

* ઉચ્ચ દશાનો અધિકાર હોય તેનેજ આવા પ્રકારનું ધ્યાન સ્હેજે સ્હેજ રહેવા પામે છે અને તેનેજ આવું બોલવાનો કે લખવાનો અધિકાર છે.

(૧૦૪)

ૐ

## સ્વામી રામના પત્રોમાંથી

### રામ સુખી છે, નિરંતર સુખી છે.

નથી સ્તુતિ કે નથી નિંદા; નથી મિત્રો કે નથી શત્રુઓ; નથી પ્રેમીઓ કે નથી ધિક્કારપાત્રો; નથી શરીર કે નથી શરીરનાં સંબંધીઓ; નથી ગૃહ કે નથી અપરિચિત ભૂમિ; નહિ, આ જગતનું કશુંએ અગત્યનું નથી. પરમાત્માજ છે-પરમાત્મા સત્ય છે. બધુંએ ચાલ્યું જવા દો; પરમાત્મા સર્વત્ર છે, વર્ષા-બિન્દુની પેઠે અનંત શાન્તિનો વરસાદ વહે છે; રામનું અંતઃકરણ શાન્તિથી ભરપૂર છે; મારામાંથી આનંદની ધારા છુટે છે. રામ સુખી છે. નિરંતર સુખી છે. આનંદ આનંદ! ૐ! ૐ!

### હવે તો હું પ્રભુ સાથે નાચું છું

જો રાત્રીએ પ્રિયતમનાં દર્શન ન થયાં તો પછી સૂર્યપ્રકાશનું (દિનનું) શું કામ છે? મુર્દાની અંધારી કબરને હવા પાણીનું શું કામ? ચાહે કોઈ ભલું કહે કે બૂરૂં કહે, પરંતુ દેહ (દેહાભ્યાસ)થી સંબંધ છૂટી ગયો હોય તો પછી એ ભલા બૂરા કહેવા સાથે ભય કે આનંદને શું કામ? ભલાઈ, બૂરાઇ, હર્ષ અને શોક, એ બધાં તો પ્રિયતમના ઝરૂખા પર ચડવાનાં દાદરનાં પગથીઆં હતાં. હવે (પ્રિયતમ પાસે પહોંચી ચૂકયા પછી) ભલે એ દાદરને બાળી મૂકો, ઉપરથી ઉતરવાનું હવે શું કામ? આંધળા મુર્ખ માણુસનેજ ઈશ્વર સિવાય બીજા પદાર્થ પર પ્રીતિ હોય છે. હૃદય મંદીરમાં હવે વિષયવૃત્તિ સાથે પ્રીતિ કેવી? અરે દુનિયા! તારી આટલી મર્યાદા રાખી, હવે તો દૂર થા! હવે તો હું પ્રભુની સાથે નાચું છું; તારી લાજ શરમ સાથે હવે શું કામ!



(૧૦૫)

ૐ

# સ્વામી રામના પત્રોમાંથી

## સંસારની નિઃસારતા

સંસારનો કોઈપણ પદાર્થ વિશ્વાસપાત્ર કે આશ્રય કરવા લાયક નથી. પરમેશ્વરની અત્યંત કૃપા તો એ લોકો ઉપર છે કે જેઓ પોતાનો આશ્રય અને વિશ્વાસ કેવળ પરમાત્મામાંજ રાખે છે. હૃદયથી સાચા સાધુ એજ છે. એવા મહાપુરૂષોના ચરણોમાં સમસ્ત સૃષ્ટિ સેવા અર્પે છે.

## સત્સંગ અને કુસંગનું ફળ

સત્સંગ, ઉત્તમ ગ્રંથ અને ભજન કિર્તન (ઉપાસના) એ ત્રણ વસ્તુઓ ત્રિલોકના રાજા બનાવી દે છે; અને અમારા કુસંગ તો પરમેશ્વરને અમારાથી ગુસ્સે બનાવી દે છે જેથી અમારા ઉપર વિવિધ પ્રકારનાં કષ્ટ આવી પડે છે. એકાન્તસેવન અને અલ્પ આહારથી પરમેશ્વર સ્વયં આવીને માણસોનો સંગ સેવે છે. કુસંગ જેને (ફારસીમાં) કો હે સંગ અર્થાત પાષાણનો પર્વત કહેવો યોગ્ય છે તે ઉન્નતિપ્રતિ ઉડનારી અમારી પાંખો ઉપર પડીને અમને હંમેશાં શબવત્ બનાવી દે છે અને જાણે કે અમને આકાશમાંથી અમારા ભારને લીધે પોતાની સાથે નીચે અને નીચે લઈ જાય છે.

## સત્વગુણી આહાર

અલ્પ તેમજ સત્વગુણી આહારથી ચિત્ત બહુજ પ્રસન્ન રહે છે. ગરમ અને વિલંબથી પચે તેવી વસ્તુઓથી પ્રકૃતિ હંમેશાં ખરાબ રહે છે.



( ૧૦૬ )

ૐ

# સ્વામી રામના પત્રોમાંથી

## રામનો તીવ્ર ત્યાગ

કોઇપણ વસ્તુને મારી નથી સમજી બેઠો. સાંસારિક દ્રવ્યને એકઠું કરવું એને હું આનંદનું કારણ નથી સમજ્યો. ઘરેણાં બનાવવાનો કે બીજી કોઈ વસ્તુઓનો સંગ્રહ કરવાનો વિચાર નથી. ઘરને બદલે વૃક્ષની છાયા, વસ્ત્રોને બદલે વિભૂતિ, શય્યાને બદલે ભૂમિ અને ભિક્ષાને બદલે અન્ન મળે તોપણ હું અત્યંત આનંદ માનું છું. ભિખારીની પેઠે રહેવાની આપ જે આજ્ઞા આપો તો આ સર્વનો ત્યાગ કરીને સાધુઓની પેઠે રહેવા તૈયાર છું. આ દીન સેવક તો કેવળ કામ કરવાથી અને પરમાત્માને ચિત્તમાં ધારણ કરવાથી એવું સુખ માને છે કે એને બાહ્ય વિષયનું સુખ અને આડંબર કે ઠાઠમાઠની કિંચિત્ માત્ર પણ આવશ્યકતા નથી. મને તો ઇશ્વર નિમિત્ત કામ કરવામાંજ સુખ મળે છે, મારો આત્મા તો પદાર્થોથી નથી ઘટતો કે નથી વધતો. સર્વદા આનંદરૂપ છે. × × × ×

× × × × ×

આપની દયાથી આજકાલ નિર્ભયપદની પ્રાપ્તિ થઈ છે. એટલે કે કેવળ નિર્ભયતા અને સર્વ દશામાં આનંદની અવસ્થા. આનંદ દિવસે દિવસે વધતોજ જાય છે. વૈરાગ્યનાં જે તરંગો આવે છે. તેની લીલા અદ્‌ભૂત છે. વાહ ! કેવી મનોહર ક્રીડા છે ? આપની દયાથી દિનપ્રતિદિન અચળ થતું જાય છે. એમાં જરાપણ વિક્ષેપ પડતો નથી. પૂર્ણભાગ્ય હોય તોજ ચિત્ત સ્થિર થતાં શીખે છે.



(૧૦૭)

ૐ

# સ્વામી રામના પત્રોમાંથી

## આત્મસ્વરૂપમાં સ્થિતિ અને સંન્યસ્ત દશાનો પ્રભાવ

હું પોતે તો કશુંએ નથી કરતો, ઉચિત સમય પર બધાં કામ પોતાની મેળેજ થયા કરે છે. કોઈ દહાડો ઉન્માદ અને સંસાર પ્રતિ અસાવધાનતા સ્વતઃ આવી જાય છે તેમાં મારો શો અપરાધ? કર્યા વિના કામ થયાં કરે છે. સૂર્ય અને શેષનાગ તો અમારા સેવક છે. અમારૂં કામ તો શેષનાગની શય્યા પર આરામ કરવાનું છે. સૂર્યને અમેજ પ્રકાશિત કરીએ છીએ અને આજ્ઞાધીન બનીને એ ચક્કર લગાવ્યા કરે છે. સ્વરૂપ તો સર્વનું એકજ છે પણ સ્વરૂપમાં સ્થિતિની ન્યૂનતા હોય છે. તુર્યાવસ્થા અને સમાધિ-કાળનો મહિમા ક્યાં નથી આવ્યો? શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા જેવા પણ એવા મહાત્માઓના ચરણોમાં શિર રાખતા આવ્યા છે, અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્રજીની પદ્વી રાજા જનક કરતાં ઉચ્ચ છે.

રાજા જનક અને કૃષ્ણ પરમાત્મા તો બી. એ. વર્ગના છે અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્ર એમ. એ. વર્ગના. જો કે એમ. એ. તથા બી. એ. નું સન્માન સમાન થાય છે તો પણ સત્યને છૂપાવવું ઉચિત નથી. જે મહાન છે, એનેજ મહાન કહેવા વ્યાજબી છે.

●

(૧૦૮)

ૐ

# સ્વામી રામનાં અંતિમ વચનો

"બ્રહ્મા, વિષ્ણુ, શિવ ઇન્દ્ર, ગંગા, ભારત!"

**એ મૌત!**

**બેશક ઉડાદે ઈસ એક જીસ્મકો, મેરે ઔર અજસામ**
**હી મુઝે કુછ કમ નહીં!**

સિર્ફ ચાંદકી કિરણેં, ચાંદીકી તારેં પહનકર
ચૈનસે કાટ સકતા હું !
પહાડી નદી નાલોં કે ભેસ મેં ગીત ગાતા ફીરૂંગા !
બહેરે-મવ્વાજ કે લિબાસમેં મૈંહી, લહે રાતા ફીરૂંગા !
મૈંહી બાદે-ખુશખરામ નસીમે-મસ્તાના ગામહું
મેરી યહ સૂરતે-સૈલાની હરબક્ત રવાની મેં રહતી હૈ !
ઈસ રૂપમેં પહાડો સેં ઉતરા, મુર્ઝાતે પૌદોંકો
તાજા કીયા, ગુલોંકો હંસાયા, બુલબુલકો
રૂલાયા, દરવાજોં કો ખટખટાયા, સોતોંકો
જગાયા, કિસીકા આંસુ પૂછા, કિસીકા ઘુંઘટ ઉઠાયા !
ઈસકો છેડ, ઉસકો છેડ, તુઝકો છેડ !
વહ ગયા, વહ ગયા !
ન કુછ સાથ રખા, ન કિસોકે હાથ આયા !

અર્થ:—"બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈન્દ્ર, ગંગા, ભારત !" હે મોત ! બેશક ઉઠાવી દે આ એક શરીરને, મારાં બીજાં અનેક શરીરની મારે કાંઈ ખોટ નથી, કેવળ ચંદ્રમાનાં કિરણો-ચાંદીના તારો પહેરીને હું ચેનથી (દિવસ) ગાળી શકીશ, પહાડી નદીનાળાંના વેશમાં ગીત ગાતો ફરીશ ! ઉછળતા સમુદ્રના પોષાકમાં હું લહેરાતો ફરીશ ! હુંજ પ્રાત:કાળનો આનંદી ઉન્મત્ત વાયુ છું. મારી આ સેર કરતી સુરત હંમેશાં બદલતી રહે છે ! આવે રૂપે પહાડો ઉપરથી ઉતર્યો, કરમાતા છોડને તાજા કર્યા, ફૂલોને હસાવ્યાં, બુલબુલોને રડાવ્યાં, બારણાં ખટખટાવ્યાં, સૂતેલાંને જગાડયાં, કોઈના આંસુ લુછયાં, કોઈનાં ઘુંઘટ ઉઘાડયા, આને છેડયો, એને છેડયો, તેને છેડયો. એ ગયો; ન કાંઈ સાથે રાખ્યું. ન કોઈને હાથ આવ્યો."

ओम् शान्ति शान्ति

# શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ

## તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો

| | | પ્રતની સંખ્યા |
|---|---|---|
| ૧ | શ્રમણ નારદ ... ... ... ... | ૩૦૦૦૦ |
| ૨ | શ્રી રામકૃષ્ણ પરમહંસનું સંક્ષિપ્ત જીવન ... | ૧૦૦૦ |
| ૩ | શ્રી રામકૃષ્ણ પરમહંસ (જીવન અને ઉપદેશામૃત) | ૧૨૫૦ |
| ૪ | શ્રી નાગમહાશયનું જીવન વૃત્તાંત ... ... | ૧૨૫૦ |
| ૫ | શ્રી રામચંદ્ર દત્તનું જીવન વૃત્તાંત ... ... | ૧૨૫૦ |
| ૬ | મુક્તાત્મન્ મહાપુરૂષ શ્રી નાગમહાશયના જીવનનું રેખા દર્શન ... ... ... ... | ૧૭૦૦ |
| ૭ | એક સંતનો અનુભવ ... ... ... | ૧૧૬૦૦ |
| ૮ | જીવલેણ ગાડું ... ... ... ... | ૩૭૫૦ |
| ૯ | અણોજો ... ... ... ... | ૩૭૫૦ |
| ૧૦ | સહકાર ... ... ... ... | ૨૦૦૦ |
| ૧૧ | તત્ત્વ મીમાસાં ... ... ... ... | ૧૦૦૦ |
| ૧૨ | શ્રી રામકૃષ્ણ ઉપદેશ ... ... ... | ૩૦૦૦ |
| ૧૩ | શાન્તિદાસ ... ... ... ... | ૫૮૫૦ |
| ૧૪ | નવું રેલ્વે સ્ટેશન ... ... ... | ૩૭૫૦ |
| ૧૫ | આત્મ સાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય ... ... ... ... | ૨૮૦૦ |
| ૧૬ | કર્મનો નિયમ ... ... ... ... | ૧૦૦૦૦ |
| ૧૭ | **शिवमहिम्नः स्तोत्रम्** ... ... ... | ૧૦૦૦ |
| ૧૮ | પરમયોગી સ્વામી રામતીર્થના વચનામૃતો ... | ૧૦૦૦ |
| ૧૯ | Shraman Narad (in English) ... | ૧૦૦૦ |
| | કુલ્લે | ૮૬,૯૫૦ |

**સ્વામી રામતીર્થ વિષે નીચે જણાવેલાં ગુજરાતીમાં**
**તથા અંગ્રેજીમાં પુસ્તકો છે:—**

૧ **સ્વામી રામતીર્થનું જીવન**
લેખક: શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.

૨ **સ્વામી રામતીર્થ (જીવન)**
લેખક: સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ,
પ્રકાશક: સસ્તુ સાહિત્ય, અમદાવાદ.

૩ **સ્વા. રામતીર્થ–ગ્રંથ ૧–૩**
સસ્તુ સાહિત્ય, અમદાવાદ.

૪ In Woods of God Realization Vols. 1 to 8
published by Sree RamTirtha
Publication League
Lucknow (U. P.)

૫ Life of Swami Ram Tirtha
by Puran Singh—
published by the above League

આ સિવાય શ્રી રામતીર્થ પબ્લીકેશન લીગ, લખનૌ તરફથી સ્વા. રામતીર્થનાં બીજાં પણ પુસ્તકો છપાયાં છે.

---

મુદ્રક:—સોમાલાલ મંગળદાસ શાહ
મુદ્રણાલય:—ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
મુદ્રણસ્થાન:—પાંચકુવા ચાર, રસ્તા—અમદાવાદ

પ્રકાશકઃ
શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ
તરફથી
વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
"શ્રી રામકૃષ્ણ ભુવન" ગુજરાત સોસાયટી અથવા
ખાડીઆ, જેઠાભાઇની પોળ : અમદાવાદ
રસીકલાલ વાસુદેવ મહેતા
સાંકડીશેરી, હજીરાની પોળ : અમદાવાદ
માનદ મંત્રીઓ:—શ્રી રામકૃષ્ણ સેવા સમિતિઃ અમદાવાદ